[illegible] વાર્ષિક દિવસની ખુશાલીમાં

# ઈમામી ઈસ્માઈલી અમલદારોને

લખેલા તેના કાગળો અને તેના ઘર આગળ મુકેલા પાટિઆ ઉપરથી.

મુંબઈ પોલીસે

## રહેમતુલા ઈસ્માઈલ ત્રીજોરીવાળા

ઉપર ચલાવેલા કેસનો અહેવાલ.

---

૨૭ પ્રેસીડન્સી મેજીસ્ટ્રેટની કોર્ટ ... .. મજગામ.

કેસ નં૦ ૫૭૭/એસ ૧૯૧૭.

ઈન્સ્પેકટર ખાનબહાદુર મહમદહુસેન ... ફરિઆદી.

વિરૂદ્ધ

રહેમતુલા ઈસ્માઈલ ત્રીજોરીવાળા ...તહોમતદાર.

---

## ભાગ ત્રીજો.

કિંમત ત્રણ આના.

---

કેસની ચોપડી મંગાવનારે દરેક ભાગના પોસ્ટ સાથે સાડાત્રણ આનાની ટીકીટ મોકલી આપવી.

મળવાનું ઠેકાણું:—

રહેમતુલા ઈસ્માઈલ ત્રીજોરીવાળા,
તાંબાકાંટા, પાયધોની, મુંબઈ.

૧૯૧૮

પબ્લીશર—રહેમતુલા ઈસ્માઈલ ત્રીજોરી...

# રહેમતુલાની નવી શોધની મજબુત ચોરી ઉઘાડનારી પેટંટ ત્રીજોરીઓ.




ત્રીજોરી બંધ કરીને ચાવીઓ ત્રીજોરીની પાસેજ પડી હોય ને બીજાને મળી હોય તો તેનાથી ત્રીજોરી ખુલે નહી. ધણીની ગેરહાજરીમાં ત્રીજોરી ખોલે તો ધણીને ખબર પડે છે.

ત્રીજોરી અખંડ. દરવાજો અખંડ, પાછળ પીઠ અખંડ વાળેલી આગમાં બળે નહી; ચોરથી ખુલે નહી, ખોલે તો ચોરી પકડાય.

ત્રીજોરીઓ ફાયર પ્રુફ હોવાની ખાત્રી વિલાયતી ત્રીજોરીવાલા તેમજ ગામઠી ત્રીજોરીવાલા ગૉડરેજ શીવાય અમારી ત્રીજોરી સાથે એકજ આગમાં નાખી અંદરના કાગળ સલામતી કાઢી આપશે તેને રૂ. ૧૦૦૦નું ઇનામ. બોલી એ કે અમારી કોઇબી ત્રીજોરી એ ઉપાડે ને અમે એમની ત્રીજોરી ઉપાડીએ.

ત્રીજોરીઓ બહારથી જોવામાં એકજ સરખી કામમાં અને કીંમતમાં ત્રણ ગણો ફરક હોય છે. અમારૂં કેટલોગ મંગાવશો તો ત્રીજોરીઓ અને તાળાં ખરીદતાં

જ્યારે મેં બી/૧ જોયું ત્યારે બી/૨ બીજું પાટિઉં મેં જોયું ન હતું. તે ફાટી ગયું હતું. તે ક્યારે ફાટી ગયું તે હું કહી શકતો નથી. તહોમતદાર પાસે પાટિઉં ઉતરાવવા કોઇ ખોજા ઈસ્માઇલીએ મને કહ્યું ન'તું.

હું હબિબ લધાને ઓળખું છું. રસ્તાપરના ટોળામાં મેં તેને જોયો હતો. જ્યારે હું પાસે થઈને નીકળ્યો ત્યારે મેં તેને બોલાવ્યો કંઈ પણ તોફાન ન થાય તેની ખબર રાખવા મેં તેને કહ્યું તે પોતે કંઇ તોફાન કરતો નહતો. તેના મ્હોંપરથી હું જાણી શકયો કે તે ઉશ્કેરાયલો હતો તે ત્યાં ઉભેલાં માણુસ અને છોકરાંને શાંત થવા કહેતો. તોફાન છોકરાં કરતાં હતાં કે માણુસો તે હું કહી શકતો નથી. 'હુરા, હુરા'ની બુમો પડતી અને તહોમતદાર બારીએથી થંકતો. ટોળામાંના લોકો એક બીજાને મારતા કે ગાળો દેતા નહતા. તહોમતદારને ગાળો દેતાં મેં તેમને સાંભળયા ન હતા. ટોળું મારી તરફ 'હુરા' પોંકારતું ન હતું. રસ્તાપરના ટોળા તરફ તહોમતદાર 'થુ થુ' કરતો તહોમતદાર 'થુ થુ' કરતો તેથી રસ્તાપરનું ટોળું ઉશ્કેરાઇ ગયું એમ હું કહી શકતો નથી. 'થુ થુ' કરવું તે ઘણું અપમાન ભર્યું છે. શાંતિનો કાંઈ ભંગ મેં જોયો નથી. મને મળેલાં પોરટ કાર્ડ કે પાટિઆની બાબત મેં પોલિસને ફરિઆદ કરી ન હતી. પાટીયાને લીધે મારી લાગણી દુખાઇ હતી પણ તહોમતદારના આગાખાનની ખુશાલીના વાર્ષિક દિવસ માટે બૅન્ડ વાગતું તેથી મને કાંઈ થતું નહતું. આ પ્રસંગ પહેલાં બે ચાર ...
સોની ટોળીઓ [illegible]

તેમાં ખોજા અને મેમણ હતા. આ પાંચ કે ૭ દિવસમાં લગભગ પચાસ માણસને પાટિઉં વાંચતા મેં જોયા હોવા જોઇએ. તેમાંના કોઇએ કાંઇ કર્યું હોય તો તેની મને ખબર નથી. તેઓમાંના કોઈએ મને ફરીઆદ કરી નથી. ખોજાઓને ખબર છે કે હું અમલદાર છું અને ઘણાક તો હું કયાં રહું છું તે પણ જાણે છે. મારા ઘરના ભાડાના હું રૂ. ૧૧૦) આપું છું ફરી તપાસ નથી. તા૦ ૪-૭-૧૭.

(સહી) ઍફ. ઓ.

## હબિબ લધાની જુબાની:

હું એક કમિશન એજન્ટ છું. હું ઈસ્માઇલી ખોજા જમાતનો છું. અને દરગાહ મોહલ્લામાં રહું-છું. હું તહોમતદારને ઓળખું છું. તેને ન્યાત બહાર મુકયો ત્યાં લગી તે અમારી જમાતમાં હતો. ખોજાઓને ઉશ્કેરે એવા સંભવનાં કાગળીયાં તહોમતદારે વહેંચ્યાં તેથી મેં જુલાઈ ૧૯૧૬ માં પોલિસ કમિશનરને અરજી કરી નિશાનપાડા રોડપર મુકેલું બી/ પાટિઉં મેં જોયું હતું. તા. ૯ મી એપ્રીલ ૧૯૧૭ તે તહોમતદારની બારી આગળ મુકેલું હતું. એક દોરડા વડે તે લટકાવેલ હતું. મેં પાટિઉં જોયું ત્યારે હું એકલો હતો. મારી લાગણીઓ ઘણીજ ઉશ્કેરાઈ ગઈ તે વખતે મેં કંઈજ કહ્યું નહિ. ૧૬ મી કે ૧૭ મી એપ્રીલ સુધી તો મેં દરરોજ તે પાટિઉં જોયું. ઍકસ/—બતાવ્યું. મેં પાટિઉં જોયું તે પછી મેં તે પર સહી કરી હતી. તે [illegible] મી એપ્રીલ ૧૯૧૭ ની છે. ઍકસ/—ને જી/-

[illegible] ગયો

હતો, રસ્તાપર મેં એક મોટું ટોળું જોયું. તેઓ ઉશ્કેરાય-લા હતા. અને તહોમતદારની વિરૂદ્ધ બોલતા હતા. બૅન્ડ વાગતુ હતું તે વખતે વગાડનારાઓ વચ્ચે ઓટાપર તહોમ-તદાર નાચતો હતો. રૅાસબરી રંગના પ્રવાહી પદાર્થથી ભરેલું એક પ્યાલું તહોમતદારના હાથમાં હતું. તે નીચે હતો તે વખતે તહોમતદારને કંઈ પણ બોલતાં મેં સાંભળયો નહતો. તેના ઉપર જવા પછી થોડી વારે મેં તહોમતદારને તેની બારીએ ઉભેલો જોયો. તહોમતદારના હાથમાં ગલાસ હતો અને તે બોલતો કે હું ઇસ્માયલી ખોજાઓના આગેવાનોનું લોહી પીઉં છું; તેમનું લોહી પીવાથી તેઓ સીધા થશે. આ પ્રમાણે તેણે સાધારણ નાણીને સ્વરે કહ્યું. મેં આ રસ્તાપર સાંભળ્યું હું ટોળાથી થોડે છેટે હતો અને તહોમતદારથી ઘણે દૂર હતો. ટોળું ઘણું ઉશ્કેરાઈ ગયું અને તહોમતદારને ગાળો દેવા લાગ્યું. રૅાસબરી રંગની પ્રવાહી ચીજ તહોમત-દારે પીધી. હું લોકોને શાંત પાડતો હતો અને હબિબ રવજી અને રાજન મહેરઅલી પણ તેજ કરતા હતા. તેમને શાંત પાડવામાં હું ફતેહમંદ થયો અને ટોળું ધીમે ધીમે વીખ-રાઈ ગયું. સાંજના ૩-૩૦ તા. ૪-૭-૧૭.

( સહી ) ફ્રેન્ક ઓલીવેરા.

## મી. બેપ્ટીસ્ટા તરફથી હબિબ લધાની ઉલટ તપાસ:

નિશાનપાડાથી દરગાહમોહલ્લા પાંચ મીનીટનો રસ્તો છે. મારી પેઢી કાથા બજારમાં છે. મારે ઘેરથી મારા ધંધાની જગે જતાં મારે તહોમતદારના ઘરની પાસેથી અને નિશાન

ખાડા થઈને જવું પડે છે. રવિવાર સહિત મારે કામપર સવારના આઠથી નવની વચ્ચે જવું પડે છે. હું અતવારી પંજીભાઈ છું. હું આ ભાગનો કામડીઓ છું. તહોમતદાર સંબંધી મેં ઇસ્માઇલી કૌંસિલને ફરિઆદ કરી છે. મેં ફરીઆદ કરી છે કે તહોમતદાર દર વર્ષે તેના ન્યાતબહારના દિવસની ખુશાલી જાહેર કરે છે. જ્યારે તહોમતદારે તેને પહેલા વાર્ષિક દિવસની ખુશાલી જાહેર કરી ત્યારે મેં પ્રથમ ફરીઆદ કરી હતી. આ ચાર વર્ષપર હતું. મેં ફરીઆદ ફરીથી કરી અને મુકી દીધું. મેં તે વખતે તહોમતદારને ગાળ દીધી ન હતી તેમજ તેને કાંઇ કહ્યું પણ ન હતું. કેટલીક સ્ત્રીઓ ઉપરથી પાણી રેડતી અને તહોમતદારને ગાળો દેતી. રસ્તાપર ટોળામાંના કોઈએ તહોમતદારને ગાળો દીધી હોય તો મને તે ખબર નથી. પાણી પાટિઆ ઉપર રેડાતું હતું. તે વખતે તહોમતદાર તેની બારી આગળ હતો. અને બે નાનાં પાટિઆં મુકવામાં રોકાયલો હતો. પાટિઆપર જે હતું તે બીજા અને ત્રીજા માળે રહેતી સ્ત્રીઓ વાંચી શકતી નહતી. તે સ્ત્રીઓ વાંચી કે લખી શકતી હોય તો તેની મને ખબર નથી. આ સ્ત્રીઓ હજી ત્યાંજ રહે છે. મને તેમના કે તેમના ધણીનાં નામની ખબર નથી.

૯ મી અને ૧૫ મા ઉપરાંત દરરોજ અને દિવસમાં ત્રણવાર હું ટોળું જોતો. લોકો પાટિઉં વાંચતા, ઉશ્કેરાતા અને ચાલ્યા જતા. મને અંગ્રેજી આવડતું નથી. મેં જી/ અરજી પ્રીન્સેસ સ્ટ્રીટપર એક ટાઇપીસ્ટ પાસે લખાવી હતી.

મેં અને કાનજી મોતી લવજીઆણીએ તેને સહીઓ માટે ફેરવી. અમે દુકાનોમાં અને જમાતખાનામાં સહી લીધી હતી. સહી કરનારામાંના ફક્ત પચીસ કે ત્રીસજ અતવારી પંજીભાઈ છે. જુદી જુદી ટોળીઓ જી/માં છે. હું પહેલાં નોકર હતો. મેં મારો ધંધો દસેક માસપર સરૂ કર્યો અને હજુ સુધી કાંઇ આવક વેરો આપ્યો નથી. મુંબઇમાં મારે કાંઇ સ્થાવર મીલ્કત નથી. છેલ્લામાં છેલ્લો હું અલી ચાગલાની કંપનીમાં નોકર હતો. મારો પગાર રૂ. ૫૦) હતો અને હું મારો ખાનગી કેટલોક ધંધો કરતો. તા. ૧૫ મી એપ્રીલે હું ત્યાં તોફાન કરવાના ઇરાદાથી ગયો હતો તે વાત ખોટી છે. હું માણસના ટોળી લઈને ગયો નહતો. તે રસ્તે હું દરરોજની માફકજ જાઉં છું. ૧૫ મી એપ્રીલ બી/૧ પાટિઉં મેં ફાડયું નથી. કોઈને ફાડતાં મેં જોયો નથી. ૧૫ મી એપ્રીલે મેં પાટિઆને ફાટેલી દશામાં જોયું. તે દિવસે તો મેં તહોમતદારને ગાળો દીધી ન હતી. તહોમતદારને મારી નાખવાની ધમકી મેં આપી નહતી પણ ટોળામાંના કોઇકે તેમ કર્યું હતું. ( છેલ્લો ભાગ સાક્ષીઓએ રાજીથી કર્યો ) હું માણસતો ઓળખી શકું નહિ પણ તહોમતદારને મારી નાખવાની ધમકી આપતો અવાજ મેં ટોળામાંથી સાંભળ્યો હતો. પાંચ સાત માણસોના અવાજ મેં સાથે સાંભળ્યા. તેઓએ તહોમતદારને કહ્યું " અમે તારૂં લોહી પીએ છે કે તું અમારૂં પીએ છે તે અમે જોઇ લઈશું." તહોમતદારે કોઈને મારી નાખવાની ધમકી ન આપતાં 'શરમ' કહ્યું. પોતે ખોજા કોંસિલના આગેવાનો અને

મેમ્બરોનું લોહી પીએ છે અને તે રીતે પોતે તેમને સીધાં કરશે એવું કહીને તહોમતદારે જ્યારે રૅાસબરી રંગનો પ્રવાહી પદાર્થ પીધો ત્યારે આમ થયું. કૅાંસિલના મેમ્બરો અને આગેવાનો એકજ છે. બીજા, ત્રીજા અને ચોથા વાર્ષિક દિવસની ખુશાલી માટે ફરિઆદ કરેલ છે તે પ્રમાણે હુબિબ ૨વજી શુકરવારીઓ પંજીઆઈ છે. તહોમતદાર ન્યાત બહાર છે તેથી અમે કાંઇ ધ્યાન આપીશું નહિ એમ કૅાંસિલે કહ્યું. કૅાંસિલે કહ્યું કે અમારે કાંઈ પગલાં લેવાં નથી. બીજે પ્રસંગે કૅાંસિલે કહ્યું કે અમે તે બાબત વિચાર કરીશું અને પગલાં ભરીશું છતાં તેમણે કાંઇ પગલાં ભર્યાં નહિ. ત્રીજા અને ચોથા પ્રસંગે પણ તેમણે તેવોજ જવાબ આપ્યો પણ કાંઇ પગલાં ભર્યાં નહિ. કૅાંસિલે મને પોલિસને ફરિઆદ કરવા કહ્યું ન હતું. 'રહેમત-અલા' છાપવા બાબત પોલિસને ફરિઆદ કરવા કૅાંસિલે મને કહ્યું નહતું. જમાતમાંના કેટલાક ઉશ્કેરાયા હતા અને તેમને આધારે મેં પોલિસને ફરિઆદ કરી. મેં લેખી ફરિઆદ મોકલી. તેજપર આશરે ૧૦૧ માણુસની સહીઓ હતી. તેજ નિશાની જી/-છે.

'રહેમત-અલા' સંબંધી એક લેખી ફરિઆદ જુલાઈ ૧૯૧૬ માં પોલિસને કરવામાં આવી. તેમાં મારા સહિત પંદર કે વીસ માણુસની સહીઓ હતી. જેઓએ આ અરજીમાં સહીઓ કીધી છે તેમાંના ઘણા ખરાઓએ જી/-માં પણ સહીઓ કરેલ છે. જ્યારે મેં મારી ફરિઆદમાં કાગળીયાં કહ્યું ત્યારે મારો કહેવાનો હેતુ **રહેમતઅલા** હતો. **તે પછી 'રહેમત-અલા' પ્રગટ થતું બંધ થયું.** આગલાં

વર્ષોમાં જ્યારે તહોમતદારે તેના વાર્ષિક દિવસની ખુશાલી જાહેર કરી ત્યારે કાંઈ પાટિઆં મુકાયાં નહતાં. ખુશાલી બંધ કરાવવા માટે જુલાઈ ૧૯૧૬માં મેં કમિશનરને અરજી કીધી. ખુશાલીથી મારી લાગણીઓ ઘણી દુખાતી નથી. દર વર્ષે મારી લાગણીઓ દુખાતી.

૯ મી એપ્રીલ ૧૯૧૭ના રોજ સવારે દસ વાગે મેં પાટિઉં જોયું તે વખતે હું એકલો હતો. મારી સાથે કોઈ ન હતું. બી/-પાટિઆપરની લખાણની નકલ મેં ઉતારી લીધી. મેં નકલ કરી ત્યારે પંદર કે વીશ માણસ પાટિઉં વાંચતા હતા. અમારા મેમ્બરોની લાગણીઓ દુખાઈ હતી તેથી કમિશ્નરનું ધ્યાન ખેંચવા મેં તેમ કર્યું. નકલ ઉતારવાને ઈરાદાપૂર્વક હું ત્યાં ગયો હતો. પાંચમી એપ્રીલે બંદગી પછી ખોજા જુમાભાઈ જીવરાજે મને કહ્યું કે તહોમતદાર તરફથી મને એક પોસ્ટકાર્ડ મળ્યો છે. તે પોસ્ટકાર્ડમાં તહોમતદારે લખ્યું હતું કે તમે આ કાગળ વાંચજો અને તે બીજાઓને પણ વંચાવશો. મેં પોસ્ટકાર્ડ વાંચ્યો. તે પોસ્ટકાર્ડ હું રજુ કરું છું. નં. ૪૬/-

નં૦ ૪૬/-નો ઉતારો.

મુંબઈ તા. ૩-૪-૧૭.

ભાઇઓને વંચાવજો.

ગરિબ ખોજાઓને આપખુદીથી ધરમને બ્હાને લુટનાર લુટારા બાહોશ હુશીઆર અને કેળવાએલા ઇસ્માઈલી અમલદારો તમારા આપખુદીના હુકમને ખુદાની રહેમથા

ચાલુ માસની તારીખ ૧૫ મીએ ચાર વરસ વાજતે ગાજતે ખુશાલી સ.થે પુરાં થાય છે. તે ચાર વરસમાં ગરિબ ખોજા ઓને આપખુદીથી લુટનાર ઈસ્માઇલી અમલદારો જેવા કે વારસ હબિબભાઈ પુનાનો વારસ ડાહ્યાભાઈ વેલજી મોટો કામડીઓ જાફરભાઇ પ્રધાન આનેતિનું વાએજ કરનાર મીશનરી એ ચારે દાણુવની ઓછી વધતી સત્તા આપણા હાજરઇમામે ખેંચી લેવરાવી મુર્શીદે ફરમાવ્યું છે કે નવે અવતારે નવ દાણુવ છેદ્યા તે પ્રમાણે ગરિબોને હેરાન કરનાર ઉપરના ઈસ્માઇલી અમલદારો ચાર દાણુવની સત્તા ચાર વરસમાં ખેંચાણી અને પાંચમે ઇસ્માઇલી કૌંસિલ તેરીવારી હાજરઇમામ જાઉ બલિહારી સેતાને ખુદાનું ફરમાન માન્યું નહિ તેથી લાનત ઉતરી અને તમોએ હાજરઇમામના કાયદાનો ભંગ કરી ગરિબોનો હક્ક લુટયો.

આની નકલ મેમ્બરો, ખોજા વેપારીઓ તે ઉપરાંત દરેક ગામ મોકલી છે.

લી૦ રહેમતુલા ઈસ્માઇલ ત્રીજોરીવાળાના યાઅલી મદદ વાંચજો.

લી. રે. ઈ. ત્રી. દ. પોતે. (સહી).

( આગળ જુબાની ચાલુ )

મેં પહેલ વહેલું પાટિઉં ૮ મી એપ્રીલે સવારના નવ અને દસ વાગે જોયું હતું. જાણી જોઈને નકલ ઉતારી લેવા હું ગયો હતો. મેં તે જોયું તે પહેલાં પાટિઆ સંબંધી કોઈએ મને કહ્યું ન હતું. સવારે નવ વાગે હું મારી પેઢીએ

જવાને રસ્તે જતો હતો તે વખતે બે કે ત્રણ અભ્યાસીઓ સહીત ચાર કે પાંચ બોજા પાટિઉં વાંચતા હતાં. તે વખતે હું વાંચવા થોભ્યો નહિ. દસ વાગે સવારે પંદર વીસજણા અંદર અંદર વાતો કરતા હતા અને ઉશ્કેરાયલા જણાતા હતા. મારા જાણવા પ્રમાણે મેં નકલ કરી પછીથી તે લોકો પાછળ રહ્યા. રાજનુ મહેરઅલી અતવારી પંજીભાઈ છે. ૧૫ મી એપ્રીલે મેં ૨૦૦ કે ૨૫૦ માણસોનું ટોળું જોયું. જ્યારે હું ત્યાં ગયો ત્યારે બૅન્ડ વાગતું હતું. બૅન્ડ મોહોરમનું વાગતું હતું. તે સ્વર શોકપુર હતો અને ઉશ્કેરે તેવો હતો. મેં કેટલા રાગ સાંભળ્યા તે હું કહી શકતો નથી. જ્યારે હું ત્યાં પહોંચ્યો ત્યારે મેં જોયું કે છોકરાઓ નાચતા હતા અને તહોમતદાર તેમની વચ્ચે નાચતો હતો તેણે તે પ્રમાણે પંદર કે ત્રીસ મીનિટ સુધી કર્યું. જે છોકરાઓ પાંચ કે ૭ વર્ષના હતા તેઓ બૅન્ડ વાગ્યું ત્યાં લગી નાચતા હતા. છોકરાઓને 'હુરા, હુરા' કરતાં મેં સાંભળ્યા ન હતા. માણસો પણ 'શરમ, શરમ' બોલતા હતા. તેઓ 'હુરા' બોલતા નહિ. ટોળામાંના કેટલાક તહોમતદારને ગાળો દેતા. જ્યારે તે નાચતો હતો ત્યારે ટોળું ન્હાનું હતું અને તેમાંના થોડાક તહોમતદારને ગાળો દેતા હતા પણ જ્યારે તહોમતદાર ગ્લાસમાંથી પીતો હતો ત્યારે ટોળું વધારે મોટું હતું 'નાચીને અને બૅન્ડ વગડાવીને લોકોની લાગણીઓ ઉશ્કેરતાં તને શરમ નથી લાગતી?' એમ ટોળાએ કહ્યું. કંઈ આનંદનો રાગ વાગતાં મેં સાંભળ્યો નહિ. તહોમતદારના હાથમાં નાચતી વખતે ગ્લાસ હતો. તેમાં કાંઈક રૅાસબરી રંગનું હતું.

નાચવાં તહોમતદાર ગલાસમાંથી પીતો હતો પણ તેણે તે ખાલી ન કર્યો. ટોળું વધતું ગયું તેથી તહોમતદાર, ઉપર ગયો અને બૅન્ડ વાગ્યા કર્યું. તે પછી તરતજ તહોમતદાર બારી આગળ આવ્યો. બારી આગળ તહોમતદાર ગલાસમાંથી પીતો હતો, અને તેણે તે ખાલી કીધો. તે પછી થોડીવાર તેણે હાથમાં ગલાસ પકડી રાખ્યો. મેં ઇસ્માઈલ ઈબ્રાહીમને તે રસ્તે થઇને જતાં જોયો હતો. મેં ઇસ્માઈલ ઈબ્રાહીમને ઉપર તેના બંગલામાં જોયો હતો. બંગલામાંથી ઇસ્માઈલ ઇબ્રાહીમ તહોમતદારને ગલાસમાંથી પીતાં જોઈ શકતો નહિ. રસ્તાપરથી ટોળા પાસે થઇને જતાં તે જોઈ શકતો. ઈસ્માઇલ ઈબ્રાહીમ જ્યારે ગયો ત્યારે તહોમતદારે હું આગેવાનોનું લોહી પીઉંછું એમ કહ્યું હોય તો તે હું કહી શકતો નથી. ઇસ્માઇલ ઇબ્રાહીમ ગયો ત્યારે તહોમતદારે ગલાસ પુરો કીધો હતો. બૅન્ડના ગયા પછી સુમારે ત્રણ ચાર કલાકે હું એક વાગે બપોરે ચાલ્યો ગયો. તહોમતદાર એક કલાક સુધી રમ્યો. મને યાદ છે તે પ્રમાણે તો બૅન્ડ વાગ્યા પછી થોડીજ વારે ઇસ્માઇલ ઇબ્રાહીમ પસાર થયો. બૅન્ડના ગયા પછી તહોમતદાર ગલાસમાંથી પીતો નહતો. હું અમલદારનું લોહી પીઉ છું એવું કહેતાં મેં તહોમતદારને સાંભળ્યો હતો. જ્યારે ઇસ્માઈલ ઈબ્રાહીમ જતો હતો ત્યારે તહોમતદારને આ પ્રમાણે કહેતાં મેં સાંભળ્યો ન હતો આ શબ્દો તહોમતદારે બેવાર કહેલા હોવા જોઈએ. બૅન્ડથી અને નાચથી ટોળું, ઘણુંજ ઉશ્કેરાઇ ગયું. તહોમતદાર 'થુ થુ' કરતો. ટોળું પણ તેમ કરતું હતું. આથી ટોળું ઉશ્કેરાયું નહિ હતું.

**ફરી તપાસ**

લોકો કહેતા કે તે નાચીને અને બૅન્ડ વગડાવીને લોકોને ઉશ્કેરે છે.

**કોર્ટને:**

પાટિઉં વાંચવાથી આગલે દિવસે લોકો ઉશ્કેરાઈ ગયા હતા. જ્યાં સુધી પાટિઉં મુકવામાં આવ્યું ત્યાં સુધી તેને જોઈને અને વાંચીને લોકો ઉશ્કેરાતા સાંજના ૩-૩૦ તા. ૬-૭-૧૭ ( સહી ) ઍફ. એ.

સોલીસિટર ... ... ... મી. પેન. ( Payne )

તહોમતદાર તરફથી.... ... મી. કાનુગા ( Kanuga )

**રાજનભાઈ માહેરઅલીની જુબાની:** કમિશન એજન્ટ અને વેપારી.

હું ખોજા ઇસ્માઇલી જમાતનો મેમ્બર છું. હું ખડક પર દોસ્ત મહમદ પીરમહમદના ઘરમાં રહું છું. તહોમતદાર જ્યાં રહે છે તેજ એ ઘર છે. તહોમતદારને અમારી જમાત બહાર કરેલો છે. જુલાઈ ૧૯૧૬ માં મેં પોલિસ કમિશ્નરને અરજી મોકલી ત્યાં સુધી તહોમતદાર ‘ રહેમત-અલ્લા ’ નામે એક પત્ર કાઢતો. તે પછી તહોમતદારે તે પત્ર બંધ કીધું. તે પછી મને તહોમતદારનું એક પોસ્ટકાર્ડ મળયું જે વાંચીને હું ગુસ્સે થયો અને મેં તે ફાડી નાખ્યું. ને પોસ્ટકાર્ડમાં બીના સી/-ને બરાબર મળતી હતી.

૯ મી એપ્રીલ ૧૯૧૭ ના રોજ તહોમતદારે તેના ઘરની આગળ બી/– પાટિઉં મુકયું હતું. તે દિવસે બપોરે એ ત્રણ વાગતે મેં તે જોયું. તેજ ઘરને ભોંય તળીએ આવેલી મારી પેઢીમાં રહીને મેં તે જોયું. રસ્તે ઉભા રહીને વાંચતા લોકોથી મારૂં ધ્યાન ખેંચાયું. પેઢીમાંથી હું તે જોઈ શકતો નહિ. તે કારણથી શું વાત હતી તે જોવા માટે હું રસ્તાપર ગયો. બે પાંચ, દસ કે પંદર માણુસની નાની ટોળીઓ પાટિઉં વાંચીને ચાલી જતાં હું જોતો. તે લોકો બબડતા કે પાટિઉં મુકાયું તે અયોગ્ય છે અને તે પરનું લખાણ ગેરવાજબી છે. મેં પાટિઉં વાંચ્યું અને ઘણો તપી ગયો. પાટિઆપર વાપરેલા કૌંસિલ માટેના શબ્દોથી મારી લાગણીઓ દુખાઇ. જેમણે પણ પાટિઉં વાંચ્યું હતું તેવા કેટલાકોને મેં ઉભા રહેવા કહ્યું. અને કહ્યું કે આપણે પોલિસને ફરીઆદ કરીએ. મેં જી/– અરજીપર સહી કીધી.

૧૫ મી એપ્રીલે સવારના આઠ કે સાડા આઠના સુમારે હું મારા ઘરમાંથી નીચે ઉતર્યો. રસ્તાપર મેં એક ટોળું જોયું. ઘરના ઓટાપર બૅન્ડ હતું. બૅન્ડ વાગતું હતું. રૅાસબરી જેવું દેખાતું હાથમાં રાખેલા પ્યાલામાંનું કાંઇક પીતો તહોમતદાર ત્યાં હતો. તે કહેતો કે હું કૌંસીલનું લોહી પીઉં છું. કૌંસિલ વાજબી ઇનસાફ કરતી નથી અને હું તેને સીધી કરીશ. મારી લાગણીઓ દુખાઇ અને મને લાગ્યું કે જે થાય છે તે ઠીક નથી થતું. ટોળામાંના લોકો પણ ઉશ્કેરાઇ ગયા હતા. તેઓ કહેતા કે જો તહોમતદાર ઓટા-પરથી નીચે ઉતરે તો તેને મારી નાખીએ. અડધાએક કલાક

પછી મોડેથી તહોમતદાર ઉપર પોતાને મુકામે ગયો. તે પછી પણ મેં લોકોને તહોમતદાર સામે થુંકતાં અને તેને ઉપર બારીમાંથી તેમની સામે થુંકતાં જોયા. મેં ટોળાને તોફાન ન કરવા કહ્યું અને કહ્યું કે આપણે પોલિસ કમિશનરને ફરિયાદ કરીશું.

## મી. કાનુગા તરફથી ઉલટ તપાસ:

હું અતવારી પંજીભાઈ છું. હબિબ લધા અતવારી પંજીભાઈનો કામડીઓ છે હાલ મારે કાંઈ હોદ્દો નથી. પાંચ કે છ વર્ષપર હું એક અમલદાર હતો. હું હબિબભાઈ લધાનો મિત્ર નથી. આઠ કે દસ વરસથી હું તેને ઓળખું છુ

જુલાઇ ૧૯૧૬ ની અરજી હબિબ લધા મારી પાસે સહી માટે લાવ્યો હતો. મેં તે પર સહી કીધી તે પહેલાં તેનાપર પચીસ કે ત્રીસ સહીઓ તો કયારનીએ હતી. સહી કરનારા બધા આતવારી પંજીભાઇ વર્ગના ન હતા. હું તેને જોઉં નહિ ત્યાં સુધી તો તેપર કેટલા આતવારી પંજીભાઈએ સહી કીધી હતી તે હું કહી શકું નહિ; 'રહેમત-અલા' માં પ્રગટ થતા કેટલાક લખાણ સામે તે અરજી હતી અને તે પ્રગટ થતું બંધ થતું જોઈએ. એવી પોલિસ કમિશનરને અમે અરજ કરી હતી. અરજીની બાબતમાં તું આગળ પડતો ભાગ શા માટે લે છે તે મેં હબિબ લધાને પુછયું નહતું. હું હાલના ઘરમાં દસેક વર્ષથી એટલે કે તહો-મતદાર ત્યાં રહેવા આવ્યો તે પહેલાંનો રહું છું. પહેલાં તે જયાં રહેતો હતો તે મુસાબીલ્ડીંગની સામેના ઘરમાં તહો-

મતદારે પહેલા વાર્ષિક દિવસની ખુશાલી જાહેર કરી હતી. તે ઘર દસ કે પંદર ઘર છેટે છે. મેં પહેલી ખુશાલી જોઈ તે વખતે પણ મારી લાગણી દુખાઈ હતી. મેં કંઈ ફરિઆદ કરી ન હતી. તે વાત મેં મારા મીત્રોમાં ચર્ચી હતી. બીજી ખુશાલી વખતે હું મુંબઈમાં નહતો. ૧૯૧૬ ની ખુશાલી મેં જોઇ ન હતી. મને મળેલા કાર્ડ સંબંધી મેં રહેમતુલ્લા લાલજી દેવરાજને કહ્યું. તે અમલદાર નથી. તે માત્ર મારા જેવો એક મેમ્બર છે. પાટિઆ તરફ મારૂં ધ્યાન બપોરના બે કે ત્રણને સુમારે ખેંચાયું હશે. પણ મને તારીખની ખબર નથી. તે ૯ મી કે ૧૦ મી એપ્રીલ હશે. અરજી મોકલાઈ તે પહેલાં પાટિઆ સંબંધે મારે અને હબિબ લધાને કાંઇ પણ વાતચીત થઈ ન હતી. હું હબિબ લધાને ૧૫ મી એપ્રીલે મળ્યો, પાટિઆની નકલ કરતાં મેં તેને જોયો ન હતો. જ્યારે મેં હબિબ લધાને જોયો ત્યારે તે લોકોને શાંત પાડતો હતો અને તોફાન ન કરવાનું કહેતો હતો. તે વખતે હું ટોળાથી દૂર એક બાજુ પર હતો. તેજ વખતે હું પણ લોકોને શાંત પાડવા પ્રયત્ન કરતો હતો. આ વખતે મારે હબિબભાઇ લધા સાથે કાંઇ વાત ચીત થઈ નહિ હતી આ વખતે તહોમતદાર પોતાનાજ મકાનમાં પહેલે માળે હતો. જ્યારે મેં હબિબભાઈ લધાને ટોળામાં જોયો ત્યારે તહોમતદાર ઉપર હતો. કલાક સવા કલાક સુધી હું લોકોને શાંત પાડતો આમ તેમ ફરતો હતો. જ્યારે હું ગયો ત્યારે પણ હબિબ લધા રસ્તા ઉપરજ હતો. હું ત્યાં પહોંચ્યો તે પહેલાં તે ત્યાં હતો. તે વખતે ઓટાપર

બૅન્ડ વાગતું હતું અને રસ્તાપર ટોળું હતું. જ્યારે હું રસ્તા-પર ગયો ત્યારે તહોમતદાર બૅન્ડવાળાઓની વચમાં હતો. તહોમતદાર ઉપર ગયો પછી બૅન્ડ બંધ થયું. જ્યારે તહોમતદારે કહ્યું કે હું કૉંસિલનું લોહી પીઉં છું ત્યારે મેં તહોમતદારને કાંઇ કહ્યું નહિ. હબિબભાઈ લધાએ તહોમ-તદારને ગાળો દીધી તે સત્ય નથી. તેણે તહોમતદારને ધમકી આપ્યાની મને ખબર નથી.

૧૫ મી એપ્રીલે પાટિઉં મારા જોવામાં આવ્યું નહતું તે સાંજે બૅન્ડ વાગ્યું ન હતું. તે પછી કોઇ પણ દિવસ સાંજે બૅન્ડ વાગ્યું ન હતું. સહી માટે ૭/-મારી પાસે હબિ-બભાઈ લધા અને કાનજી મોતી લવજીઆણી લાવ્યા હતા. મને અંગ્રેજી આવડતું નથી. ૭/-માંની બીના મને કાનજી મોતીએ સમજાવી હતી. તે મારી પેઢીપર મારી પાસે લાવ-વવામાં આવી હતી મેં અરજીપર ૧૫ મા એપ્રીલ પહેલાં સહી કરી હતી. ૭/-માં મેં સહી કરી ત્યારે પાટીઆ સંબંધી લખાણ હતું એમ મને કાનજી મોતીએ કહ્યું હતું. હવે હું કહું છું કે ૭/-માં સહી કીધા પછી મેં પાટિઉં જોયું. હવે હું કહું છું કે મેં પાટિઉં સાંજના પાંચ વાગે જોયું હતું.

કોર્ટનો અભિપ્રાય.

**( આ સાક્ષી વિશ્વાસ માટે તદ્દન ના લાયક હોય એવો મને ભાસ થાય છે. )** તા. ૧૧-૭-૧૭
( સહી ) ફ્રેન્ક ઓલીવેરા

**હબિબ રવજીની જુબાની;**

હું વ્યાપારી અને કમિશન એજન્ટ છું. હું તહોમતદારને ઓળખું છું અને તે જ્યાં રહે છે તેજ ઘરમાં હું રહું છું. તેને ન્યાત બહાર મુકેલો છે. જી/—બતાવ્યું. મેં આ પર સહી કીધી છે. મેં બી/૧ પાટિઉં જોયું હતું. મેં પાટિઉં પ્રથમ ૭ મી એપ્રીલે જોયું હતું. મેં પાટિઉં પહેલાં જોયું હતું. મેં જી/—પર સહી કીધી હતી. તેને મુકાતાં મેં જોયું હતું. તહોમતદાર અને તેના ઘરનાં કેટલાંક માણસોએ તે મુકયું હતું. મેં પાટિઉં વાંચ્યું અને મારી લાગણીઓ ઘણીજ ઉશ્કેરાઈ ગઈ. બીજા લોકો પણ ઉશ્કેરાઈ ગયા હતા અને કહેતા હતા કે તહોમતદાર ઘણી અયોગ્ય રીતે વર્તેછે. ૧૫ મી એપ્રીલ આઠ કે સવા આઠે હું નીચે આવ્યો અને ઘર આગળ રસ્તા ઉપર ઉભો. ઓટા ઉપર બેન્ડ વાગતું હતું. મેં તહોમતદારને જોયો. તે નાચતો હતો. તેની પાસે એક ગલાસ હતો અને તેમાંથી રોસબરી જેવું દેખાતું કાંઈક તે પીતો હતો. તે કહેતો હતો કે હું ઈસ્માઈલી કૌંસિલનું લોહી પીઉં છું. તે ‘ લુટારા ’ અને ‘ લુચ્ચા ’ વગેરે ગુન્હાકારક શબ્દો પણ વાપરતો હતો. રસ્તાપર ઘરની આગળ એક મોટું ટોળું હતું. પાટિઆને અને તહોમતદારની વર્તણુંકને પરિણામે લોકો ઉશ્કેરાઇ ગયા હતા. પરિણામે તહોમતદારને ઉપર નાસી જવું પડયું. તહોમતદાર બારી આગળ ઉભો. ત્યાં પણ તેણે ઓટાપર રહીને જે કર્યું હતું તેજ કર્યું. ટોળામાંના લોકોએ તહોમતદારને નીચે ઉતરવા કહ્યું અને કહ્યું કે તું અમારૂં લોહી પીએ છે કે અમે તારૂં લોહી

પીએ છીએ તે અમે જોઈશું. ત્યાં હું સુમારે એક કલાક ઉભો રહ્યો.

મને તહોમતદાર તરફથી એક પોસ્ટ કાર્ડ મળયો હતો તે મેં ફાડી નાખ્યો હતો. લખાણુ બી/૧ ની નકલજ હતી.

## મી. કાનુગા તરફથી ઉલટ તપાસ:

હબિબ લધાને હું ઓળખું છું. હું તેને ઘણા વખતથી એટલે પાંચ કે છ વરસથી ઓળખું છું. પોલિસ કમિશનરને અરજી મોકલવા સંબંધી હબિબભાઇ લધા સાથે મારે વાતચીત થઈ હતી. મેં પાટિઉં જોયું તેજ દિવસે એ થયું હતું. આ મારી પેઢીમાં થયું હતું. જ્યારે પાટિઉં મુકાયું ત્યારે અમે ત્યાં ઉભા હતા. સાંજે એટલે ૯ મી એપ્રીલે હબિબભાઇ લધા મારી પાસે આવ્યો. અરજી મોકલવા અમે ઠરાવ કર્યો. અમે અરજીનું ખોખું નક્કી કરવા વાતા ઘાટ કરી. બીજા પણ બે ત્રણ માણસો હાજર હતા કાનજી મોતી લવજીઆણી હાજર હતો. રસ્તાપરના પાટિઆ સંબંધે સવારમાં નવ કે દસ વાગતાંને સુમારે મારે હબિબ લધા સાથે વાતચીત થઇ. ત્યાં આશરે વીશ પચીસ માણસ હાજર હતાં. જી/-માં બીજા જેમણે સહીઓ કરી છે તેઓ ૯ મી એપ્રીલે સવારે ત્યાં હાજર હતા. અને વાતચીત થઇ છે. કરાર પ્રમાણે સાંજે હબિબ લધા આવ્યો. હબિબભાઇ લધા નકલ કરતો હતો તે વારે હું હાજર ન હતો. મને અંગ્રેજીમાં સમજણ પડતી નથી. મારી જોડેજ જેની

દુકાન છે તે હુસેન મહેરઅલી મારફત મને જી મળી જી લઈને હબિબભાઇ લધા મારી કને આવ્યો. તે વખતે તે એકલો હતો. જી/ઉપરાંત પોલિસ કમીશનરને કરેલ એકપણ અરજીપર મેં સહી કરી નથી. હું ઇસ્માઇલી ખોજો છું. તેના ન્યાત બહારના વરસ દહાડાની ખુશાલી તહોમતદાર જાહેર કરે છે, મને આ ખબર મળી છે. તહોમતદારના કૌંસિલની સત્તા તોડવાથી હું ગુસ્સો થાઉં છું આ લાગણી હતી તો ખરીજ પણ પાટિઉં મુકાવાથી સતેજ થઇ છે. તહોમતદારની વર્તણુંકથી હું ગુસ્સે ભરાયો છું કારણ કે તેણે કૌંસિલની સત્તા સામે બળવાના કૃત્યો કરી બતાવ્યાં છે. મેં પાટિઉં લગભગ પાચ કે સાત દહાડા લગી જોયુ: શાંતિનો કાંઇ ભંગ થયો નહિ પણ લોકો ઉશ્કેરાયલા હતા.

સાંજે ૧-૩૦ તા૦ ૧૧-૭-૧૭ (સહી) ફ્રેન્ક ઓલીવેરા.

## હબિબ રવજીની વધુ ઉલટ તપાસ:

૧૫ મી એપ્રીલેં સવારે આઠ વાગને સુમારે મેં બેંડ વાગતાં સાંભળ્યું હતું. નિયમ પ્રમાણે સવા આઠથી સાડા આઠની વચ્ચે હું નીચે આવ્યો. તે વખતે મેં હબિબ લધાને રસ્તાપર જોયો ન હતો. મેં તેને દસ પંદર મીનિટ પછી જોયો. સાથે કોઇ મિત્રને તે લાવ્યો હોય તો મને તે ખબર નથી. મેં તેને ઉભેલો જોયો. તાજમહમદ નામના કોઇ માણસને હું ઓળખતો નથી. હબિબ લધા અને એકઠા થએલા બીજા માણસો વાતો

કરતા હતા. હબિબ લધા મારા પ્હેલાનો ત્યાં હતો તેની મને ખબર નથી હબિબ લધા જ્યારે લોકોને શાંત પાડતો હતો ત્યારે મેં તેને જોયો હતો. હબિબ લધા લોકોને ઉશ્કેરતો ન હતો. કેટલાક લોકો ઉશ્કેરાઈ ગયા હતા અને પોતાની લાગણીઓ જાહેર કરતા હતા. જી/અરજી સંબંધી તે વખતે મારે હબિબ લધા સાથે કંઈ વાત થઇ ન હતી. જેઓ ઉશ્કેરાઈ ગયા હતા તે લોકોને શાંત પાડવા બાબત હબિબ લધા સાથે મારે વાતચીત થઈ હતી. આ વખતે તહોમતદાર ઉપર તેની બારી આગળ ઉભો હતો. જ્યારે તે નીચે હતો ત્યારે હબિબ લધા તેના ટોળામાં હોય તેમ મને સાંભરતું નથી. બંડવાળાઓમાં મેં તેને ઓટાપર નાચતાં જોયો હતો. તેણે ઓટા ઉપર છોકરાંને જોયા હોય તેવું મને સાંભરતું નથી. રસ્તા ઉપર છોકરાં હતાં પણ તેતો તેમનાજ ટોળામાં હતાં અને પોતાની મેળે એક 'હુરા,' પોકારતા જ્યારે અમે પ્રથમ 'લુટારા અને લુચ્ચા' શબ્દો વાપર્યા ત્યારે તહોમતદાર નીચે હતો. ઉપર તેની બારીમાં રહીને કેટલાક શબ્દો કહયા. જ્યારે તે બારી આગળ હતો ત્યારે હબિબ લધાએ તહોમતદારને ગાળ દીધી ન હતી, નવમી એપ્રીલ પછી સુમારે ત્રણ ચાર દિવસે બી/ પાટિઉં મેં ફાટેલું જોયું. ૧૫ મી એપ્રીલે બી/ફાટેલું હતું; જોકે હાલ છે તેટલું તો નહિજ હતું. તે દિવસે જે લોકોએ તેનાપર પથરા ફેંકયા હતા, તેમણે તોફાનથી પાટિઉં વધારે ફાડયું હતું. હબિબ લધાની ઉશ્કેરણીથી પથરા ફેંકયા ન હતા. મેં તહોમત-

દારને નીચે તથા ઉપર જોયો તે સઘળો વખત તેના હાથમાં ગલાસ હતો. અને નીચે પા કલાક નાચતાં મેં તેને જોયો હતો.

૧૫ મી પછી હું હબિબ લધાને મળ્યો હતો. હબિબ લધાએ મને પુરાવો આપવા કહ્યું તે સત્ય નથી. અમે સાથે કમીશનરની ઓફીસમાં ગયા હતા ૧૬ મી કે ૧૭ મી એપ્રીલે પાટિઉં લઈ લેવામાં આવ્યું. ૧૫ મી એપ્રીલે આખો દહાડો જુસ્સો હતો. ૧૬ મી તારિખે મેં ઉશ્કેરાયલાં નાનાં ટોળાં જોયાં હતાં પણ તે ૧૫ મી એપ્રીલ જેટલું મોટું ટોળુ ન હતું. ૧૫ મી એપ્રીલે સાંજે પણ બેંડ હતું પણ તહોમતદાર ત્યાં ન હતો તેથી સવાર જેટલું ઝનુન ન હતું.

હું ઇસ્માઈલ ઇબ્રાહીમ ઉકાને ઓળખું છું. તે દોસ્તમામદની મિલકતની વ્યવસ્થા કરે છે. પુરાવો આપવાનું ઈસ્માઇલ ઇબ્રાહીમ ઉકાએ મને કહ્યું ન હતું. તે મારો મિત્ર નથી પણ અમે એક બીજાને સલામ કરીએ છીએ હું રહું છું તેજ ઘરમાં તહોમતદાર રહે તે મને પસંદ નથી.

## ફરી તપાસ;

હું અતવારી નહિ પણ શુકરવારી પંજભાઈ છું.
તા૦ ૧૪-૧૧-૧૭.

( સહી ) ફ્રેન્ક ઓલીવેરા.

## અક્ષુમીયા છોટુમીયાં એચ. સી. ૧૨૬૬-સી. આઇ. ડી. ની જુબાની:

હું તહોમતદારને ઓળખું છું. તે ખડકપર નિશાનપાડા રોડપર રહે છે. મળેલ સુચના પ્રમાણે હું ૧૨ મી એપ્રીલે તહોમતદારને ઘેર, ગયો હતો. મેં પાટિઉં બી/૧ મુકેલું જોયું અને લોકોનાં ટોળાં રસ્તાપર ઉભેલાં જોયાં. લોકો પાટિઉં વાંચતા હતા અને તહોમતદારનું વર્તન અયોગ્ય છે એમ ચર્ચા અંદર અંદર કરતા હતા. તે લોકો તહોમતદારનું ભુંડું બોલતા અને તેમની લાગણીઓ દુખાઈ હતી તે જણાવી આપતા હતા. મેમ્બરો સંબધી એવી બાબતો લખવા માટે તહોમતદારને ફટકાવવો જોઇએ એમ તેઓ કહેતા હતા. હું ૧૩ મી અને ૧૪ મી એપ્રીલે ફરીથી ગયો અને તેજ દેખાવો જોયા. ૧૪ મી એપ્રીલે મેં જોયું કે પાટિઉં સહેજ ફાટેલું હતું.

૧૫ મી એપ્રીલે સવારે સુમારે અગિઆર સાડા અગિઆર વાગે હું ફરીથી ગયો. મેં લોકોનાં ટોળાં જોયાં. ત્યાં કાંઇ બેંડ વાગતું ન હતું. પાટિઉં ત્યાં હતું. મેં તહોમતદારને જોયો નહિ. ટોળાનો મિજાજ ખરાબ હતો અને તે સવારે જે બન્યું હતું તે સંબંધી વાતો કરતા હતા.

૧૮ મી એપ્રીલે હું અબદુલ રહેમાન સ્ટ્રીટમાં તહોમતદારની દુકાને ગયો હતો. હું તહોમતદારને મીળ્યો. મેં તેને કહ્યું કે ખાનબહાદુર સાહેબ તમને બોલાવે છે.

હું તેને સી૦ આઇ૦ ડી૦ ઑફીસમાં લઇ ગયો. અને તેને ખાનબહાદુર સાહેબ આગળ રજુ કર્યો. ખાનબહાદુર સાહેબની સાથની તેની વાતચીતને પરિણામે તે બી ૧ અને બી ર પાટિઆં લાવ્યો.

## મી૦ કાનુગા તરફથી ઉલટ તપાસ:

૧ર મી એપ્રીલે હું લગભગ સવારના અગિયાર સાડા અગિયાર વાગે ગયો હતો. આશરે પંદર વીસ જણુ કોઈ આવતા અને કોઇ જતા હતા. મુખ્ય ભાગ ખોજા હતા. ખોજાઓ તકરાર કરતા અને બીજાઓ ગમ્મત જોતા. તેમની વાતપરથી મેં પરખ્યું કે તેમની લાગણીઓ દુખાણી હતી. હું તેમની સાથે બોલ્યો નહિ. ઘણો ખરો હું ટોળામાં ભળી ગયો. કેટલીક વાર હું અલગ ઉભો રહેતો. ત્હાં હું અડધો કલાક રહ્યો હતો. લોકોનો મોટો ભાગ ગુજરાતી વાતો કરતા હતા. અને થોડાક ઉર્દુ વાતો કરતા હતા. હું કચ્છી સમજતો નથી. તે ભાષા હું સમજતો નથી. જે ભાષામાં લોકો બોલતા તે ભાષા હું સમજી શકતો. હું તેને ગુજરાતી કહું છું. વાણીઆઓ ગુજરાતી બોલે છે. વાણીઆ અને ખોજાઓની બોલીમાં સ્હેજ ફેર છે. હું ન સમજું તેવી ભાષામાં બોલતાં મેં ખોજાને સાંભળ્યા ન હતા. કચ્છી ભાષા કઇ છે તે હું જાણતો નથી.

૧૩ મી એપ્રીલે હું સાંજના ચારેક વાગે ગયો હતો. મેં ત્યાં વધારે માણુસની સંખ્યા જોઇ. ૧૨માએ ખોજાઓ

પાટિઉં વાંચવા અને બાજાએ ખોજા શું કરે છે તે જોવા ઉભા હતા. હું કોઈની સાથે બોલ્યો નહિ. કોઈ મારી સાથે બોલ્યું નહિ. લોકોને ખોજાંની ભાષામાં બોલતાં મેં સાંભળ્યા હું તેને ગુજરાતી કહું છું તે ભાષા હું બોલી શકતો નથી પણ સમજી શકું છું.

૧૪ મી એપ્રીલે હું બપોરે દોઢ વાગે ગયો હતો. મેં છોકરાની મોટી સંખ્યા જોઈ પણ મોટાનુ ટોળું ઘણું ન હતું. છોકરાં 'હો,' હો' કરતાં. લોકો ઉભા રહેતા, વાંચતા અને ચર્ચતા અને ચાલ્યા જતા હતા.

૧૫ મી એપ્રીલે જ્યારે મેં પાટિઉં જોયું ત્યારે આગલે દિવસે મેં જોયું હતું તેજ પ્રમાણે તે ફાટેલું હતું. ૧૬ મી એપ્રીલે પાટિઉં મને વધારે ફાટેલું લાગ્યું. ૧૫ મી એપ્રીલે મેં ટોળામાં હબિબ લધાને જોયો ન હતો. લોકોનાં મ્હોં અને તેમની વાતપરથી મને જણાયું કે લોકો ગુસ્સે હતા. ૧૬ મી એપ્રીલે મેં પાટિઉં જોયું હતું. ટોળું ૧૫ મી એપ્રીલ કરતાં નાનું અને ૧૨ મી અને ૧૩ મી એપ્રીલે જેવડું હતું તેવડુંજ મેં જોયું હતું.

## ફરી તપાસ નથી: મી૦ પેન કામ બંધ કરે છે:

તહોમતદાર લેખી સ્ટેટમેન્ટ (Statement) રજુ કરે છે.

સાંજના. ૩-૩૦ તા૦-૧૪-૭-૧૯૧૭. (સહી) ફ્રેન્ક ઓલીવેરા.

# તહોમતદાર તરફથી રજુ થએલ સ્ટેટમેન્ટ યાને બચાવનામાનો ઉતારો.

સેકન્ડ પ્રેસીડન્સી મેજીસ્ટ્રેટની કોર્ટમાં......મજગાવ.

કેસ નં. ૫૭૭ એસ......૧૯૧૭.

ઇન્સ્પેકટર ખાનબહાદુર મહમદ હુસેન......ફરિઆદી

વિરૂદ્ધ.

રહેમતુલા ઇસ્માઇલ ત્રીજોરીવાળા......તહોમતદાર.

હું નિશાનપાડા રોડપર મુંબઈનો શિયા ઇમામી ઈસ્માઈલી ખોજા રહેમતુલા ઇસ્માઇલ ત્રીજોરીવાળા નીચે પ્રમાણે રજુ કરૂં છું:—

હું ત્રીજોરીઓ અને તાળાંનો વેપારી છું અને તેનો બહોળો વેપાર કરૂં છું. ૧૯૧૧ માં મને મારો ધંધો કાઠિઆવાડમાં વધારવા ઇચ્છા થઈ પણ જ્યારે મેં સાંભળ્યું કે કાઠિઆવાડમાં ઈસ્માઇલી ખોજાઓને જેઓ ન્યાતમાંથી નીકળી ગયા હોય તેમની સાથે બોલવા દેવામાં આવતા નથી, ત્યારે મેં કાઠિઆવાડ જમાતને લખીને સમાચાર મંગાવ્યા હતા. મને અચંબા સાથે જાણ થયું કે જ્યારે હું મુંબઈ કૌંસિલ પ.સેથી પાસ લાવું ત્યારે મુસાફરી માટે કાઠિઆવાડ કૌંસિલ પાસ આપશે પણ મને ઈસ્નાસરીયાઓ

જોડે બોલવા દેવામાં આવશે નહિં આપખુદી અને દબાણુવાળી સત્તાને આધારે તેવી મુસીબત અને હદને તાબે થવા કરતાં હું કાઠિઆવાડ જતાં અટકયો અને આ પ્રમાણે મારા ધંધામાં નુકસાન વેઠયું. જે નિશાની ૧૪ નો એક ભાગ છે તેવા લખાણુ તરફ ધ્યાન ખેંચવા હું રજા લઉં છું.

૨ મુંબઈ ખોજા શિયા ઈમામી ઇસ્માઈલી કૌંસિલ સહિત ખોજા ઇમામી ઈસ્માઇલી કોમની ઘણીક જમાનોમાં વર્ષના વર્ષલગી મારી કોમના ગરીબો ઘણુંક સહન કરતા આવ્યા છે જ્યારે દુખી લોકો તરફથી એવાં સંકટ મારી ધ્યાનપર લેખી લાવવામાં આવ્યાં ત્યારે સારા મનસુબાથી અને ગરીબને મદદ કરવાની ઇચ્છાથી મેં તેમના તરફથી રસ માન્યો ને મુંબઇ કૌંસિલ પાસે લેખી અરજોથી દુખી માંટે દાદ મેળવવા માંડી. મને શોક થાય છે કે કૌંસિલે મારા લખાણુપર કાંઇજ ધ્યાન આપ્યું નહિ. કૌંસિલનાં આપખુદી કામથી જ્યારે મારી કોમના ગરિબોને દુખ અને સંકટ પડવાનું ચાલુજ રહયું ત્યારે મેં તેમની વતી અરજીઓ કરવાનું ચાલુંજ રાખ્યું પણ પરિણામ તેવુંજ આવ્યું. મારી કોમના ગરિબોનું કારણ મને ઘણું પ્રિય હતું અને તેમનીવતી કરેલ મારી અનેક અરજોનો કંઈ જવાબ મુંબઇ કૌંસિલ પાસેથી હું મેળવી શકયો નહિ ત્યારે ૧૯૧૩ ના માર્ચમાં મેં 'રહેમતઅલા' નામનું એક પત્ર શરૂ કર્યું. આ પત્રનો મુખ્ય અને કુલ હેતુ એ હતો કે મારી કોમના ગરીબોના કારણુને ટેકો આપવો. તે મહિ-

નામાં એવાર નીકળતું અને તેનો બહોળો ફેલાવો હતો. તે ગરિબમિત્ર અને અતી લોકપ્રિય હતું. મારી કોમના ગરિબોનાં પ્રગટ થતાં બધાં સંકટો માટે લેખો પુરાવા હતા અને જ્યાં સુધી 'રહેમત-અલા' શરૂ થયું ન હતું ત્યાં લગી ગરીબોનાં દુખ* જેવાં કૌંસિલનાં અપ કૃત્યો ઘણું ખરૂં જાણમાં આવતાં નહિ. પણ જ્યારે કૌંસિલની આપખુદી સત્તાનો ગરિબો ઉપર ઘાત કરી તે અમલ થતો અને આ મજકુર પત્રમાં પ્રગટ થતું ત્યારે તે પ્રગટ થતું બંધ કરાવવા માટે કૌંસિલે બન્યો તેટલો યત્ન કર્યો. મને કૌંસિલ આગળ બોલાવવામાં આવ્યો અને ઘણીજ આપખુદી રીતે અને અસભ્ય રીતે તરતજ મને પત્ર બંધ કરવા હુકમ થયો. જો કે કૌંસિલ નિયમો પ્રમાણે કામ કરે છે એમ મનાય છે છતાં પણ મારી બાબતમાં તે બધું ફરી ગયું અને ન્યાય અને સત્યતાની રીતથી ઉલટું મારી તરફ ઘણું આપખુદી અને અસભ્ય વર્તન થયું. મને કાંઇ ખબર આપવામાં આવી નહિ અને મને માત્ર એમજ કહેવામાં કે જો હું મારૂં પત્ર બંધ ન કરૂં તો મને આખ્યું સમૂળો ન્યાત બહાર કરવામાં આવશે. મારા હૃદય પ્રમાણે હું મારૂં પત્ર બંધ કરી શકયો નહિ તેથી મને ન્યાતબહાર કરવામાં આવ્યો અને મેં આગાખાન સાહેબને ઘણીક અરજીઓ કરી કે જેની નકલો મેં કૌંસિલના નિયમ પ્રમાણે મુંબઈ કૌંસિલને મોકલી છે. એવી અરજો ઑગસ્ટ ૧૯૧૩ અને માર્ચ ૧૯૧૫ ની વચમાં સાત વાર કરી હતી' પણ કાંઇ વળ્યું નહિ. જ્યારે રજુ થાય ત્યારે તે અરજીઓ પર ધ્યાન ખેંચવા હું રજા માગું છું. મારૂં પત્ર

માત્ર ગરિબોના કારણને ટેકો આપતું અને દબાણનાં કામ જાહેરમાં લાવવાં તે તેની પોલિસી હતી. કે જેથી વાતનો રસ્તો થાય. મારા પત્રમાં પ્રગટ થતાં દબાણનાં કામ મુંબઇ બોજા કૌંસિલના મેમ્બરોને લાગુ પડતાં તેથી તેઓ બધા મારી વિરૂદ્ધ છે અને છેવટ સુધી મારી પ્રત્યે તેમણે કટ્ટો ધિક્કાર અને દુશ્મનાવટ બતાવી છે. મારે જાહેર ફરજ અદા કરવાની હતી અને તે મેં વગર આંચકે કરી. ૧૯૧૬ ઑકટોબર ૧૩ મીએ મેં મારા સોલિસીટરને ફરમાવ્યું કે આગાખાન સાહેબને એક પત્ર લખો અને તેમાં મુંબઈ કૌંસિલ વિરૂદ્ધની મારી બધી ફરિઆદો રજુ કરો તેમજ કૌંસિલે ગરિબોપર વાપરેલા જુલમના થોડાક દાખલા વર્ણવો. કૌંસિલના નિયમ પ્રમાણે આની એક નકલ ત્યાં મોકલાઈ ૧૯૧૬ ના નવેમ્બર ૪ થી એ મેં આગાખાન સાહેબને એક વધુ પત્ર લખ્યો અને તેમાં જણાવી આપ્યું કે મુંબઇ કૌંસિલ કોમના ધનવાનોને સારી રીતે રાખે છે એટલુંજ નહિ પણ તેમણે તો જમાતનો રિવાજ તોડયો છે અને રિવાજ ભંગમાં પોતે હાજરી આપી છે અને ગરિબોને તો આંખ કે કાન જોયા સિવાયજ દંડયા છે. આ પત્રો ખરેખર રજુ થયા છે.

૩ મારા પત્રમાં તોફાની લખાણ હતું તે હું ના કબુલ કરૂં છું સત્ય જોતાં તો મારૂં પત્ર માત્ર ગરિબના કારણને ટેકો આપતું અને કૌંસિલે ગરિબોપર વાપરેલ દબાણનાં કામ જાહેર કરતું અને મારા હકક પ્રમાણે તે પર કાયદેસર ટીકા કરતું. પણ કૌંસિલ અને તેના પ્રતિ-

નિધીઓને ન કચવાથી, હું માનું છું કે કૌંસિલના કહે-વાથી, સાક્ષી હજિબ લધાએ મારું પેપર બંધ કરાવવા પોલિસની મદદ માગી. મારી અને પોલિસ કમિશનર વચ્ચે ચાલેલ પત્રવ્યવહાર આ સાથે એ નિશાનીમાં જોડેલ છે. તેમાં જણાવેલ ધમકી પરથી મારા સોલીસિટરે મને સલાહ આપી કે પોલીસ કમિશનરની સત્તા બહોળી છે માટે લડા-ઈના વખતમાં તમારું પત્ર તમે બંધ કરો.

૪. ૧૯૧૩ ના એપ્રીલમાં હું ન્યાત બહાર થયો ત્યારથી તેના વરસ દહાડાની હું ખુશાલી જાહેર કરું છું કારણ કે હું કહું છું કે મને તેમ કરવા સંપૂર્ણ સત્તા છે. તેવે પ્રસંગે થોડાક કલાક બૅન્ડ વગડાવું છું અને મારી કોમના ગરિબોને જમાડું છું.

૫. ૧૯૧૭ એપ્રીલ ૧૫ મીએ મેં મારા ન્યાત બહારની ચોથી ખુશાલી જાહેર કરી હતી તેના પહેલાં તેજ નવ-મીએ સવારમાં પહેલે માળે મારા ઘરની બારીએ મેં ખુશા-લીના દિવસની જાહેર ખબર પાટિઆપર કપડામાં લખી હતી. આ નિશાની બી/૧ હતું. બોર્ડ ૮ મી એપ્રીલ ૧૯૧૭ સુધી રહ્યું પછી મેં તે ઉપાડી લીધું હતું. ૧૯૧૭ એપ્રીલ ૧૫ મીએ મારા કૌંસિલ તરફના ગેરવાજબી ન્યાત બહારનો વાર્ષિક દિવસ હતો. તેથી યોગ્ય સ્વર વગાડવાને મેં થોડાક બૅન્ડવાળાઓને રાખ્યા હતા. આ બે વાર થયું—એકવાર સવારમાં અને એકવાર સાંજે હું બિલકુલ નાચ્યો તે તદ્દન અસત્ય છે અને હાથમાં ગ્લાસ લઈને તેમજ વળી કાંઇ

પીવાનું પીધું કે મારે માટે વપરાયલા શબ્દો હબિબ લધા અને બીજા સાક્ષીઓએ કહ્યા પ્રમાણે હું બોલ્યો તે તો તદ્દન અસંભવિતજ છે. મેં સદર પ્રસંગે ઘણા ભપકાથી અને શોકથી ખુશાલી જાહેર કરી હું માનપુર્વક જણાવું છું કે મારા ન્યાત બહારના ચોથા વર્ષની ખુશાલી જાહેર કરવામાં હું મારા હકક પ્રમાણેજ વર્ત્યો છું અને એવી ખુશાલી પહેલાંનાં વર્ષ માફકજ થએ હતી અને અત્યાર સુધી થયું છે તે પ્રમાણેજ જો ૧૫ મી એપ્રીલ ૧૯૧૭ નો દેખાવ કરવા હબિબ લધા અને તેની ટોળીઓ જે અયોગ્ય રીત વાપરી તે ન વાપરી હોત તો, આ પણ પસાર થાત. હબિબ લધા લોકોને શાંત પાડતો તે અથવા તો હબિબ-ભાઈ કે બીજા કોઈની સમજાણ સિવાય શાંતિનો ભંગ થવા પામત તે તદ્દન જુદું છે.

૬. બી/૧ પાટિઉં મુકાયું હતું તે સત્રળો વખત કોઈ ખોજા કે બીજા કોઇએ તે તરફ કાંઇ વાંધો દર્શાવ્યો નહુતો તેમજ તેથી કોઈ ઉશ્કેરાઈ ગયું નહુતું. જે નોટિસ વાંચતાં તે ઘણા ખરા તો હસીને ચાલ્યા જતા જ્યારે રસ્તે જનારા લોકો બેન્ડ સાંભળવા ઉભા રહેતા તે ૧૫ મી સિવાય કદી કાંઇ ટોળું થયું નહુતું, પણ તે દેખાવ તો હબિબ લધા અને તેની ટોળીએ જાણી જોઇને ઉપજાવ્યો હતો. સત્ય બીના એ છે કે હબિબ લધા ધારતો કે પોલિસની મદદથી તેનું પત્ર બંધ પાડયામાં ફત્તેહમંદ હુંજ છું. કૌંસિલ તરફથી ઉત્તેજન અને ઉશ્કેરણી થવાથી તે ખુશાલી બંધ કરાવવા માગતે કે જે ખુશાલી મારી તરફથી તો સંપૂર્ણ

કાયદેસર છે પણ જેને કાયદેસર બંધ કરાવવાને તેઓ નામર્દ છે તેથી ખોજા કૌંસિલ ખિજાય છે. તેમણે હબિબ લધા મારફતે પોલિસની મદદ માગી તેણે અરજી ઘડી કાઢી અને તેણે કબુલ કીધું છે તે પ્રમાણે તેવા હેતુથી અરજી-પર સહીઓ લેવા તે દુકાને દુકાને ફર્યો હતો. પણ તેને અટકાવવા માટે પોલિસે કાંઈ પગલાં ભર્યાં નહિ. મરૂરીથી ભરાઈને અને ઘણું ખરૂં તો અમલદાર થવાની ઇચ્છાથી ખુશાલી બંધ કરવા માટે તે ૧૫ મી તારિખે પોતાની ટોળી લઈને આવ્યો હતો. પણ ઘણા લોકો એકઠા થએલા જોઈને તેણે પાટઆનું કપડું ચીરી નાખ્યું અને અસભ્ય અને જંગલી શબ્દો વાપરીને મને નુકસાન કરવાની ધમકી આપી. મેં પોલિસને બોલાવ્યો અને પોલિસ જોઈને હબિબ લધા અને તેની ટોળી બન્યું તેટલી ઉતાવળે દોડી ગયા. હું જણાવવા માગું છું કે ખુશાલી બંધ કરાવવા કે તેનાં વચ્ચે પડવા કે તેથી ઉશ્કેરાઈ જવા કોઈને પણ કાંઈજ હક્ક નથી અને હબિબ લધાએ કર્યું તે પ્રમાણે કોઈ કરે તો પોલિસે તેને અટકાવવો જોઈએ. હું કહું છું કે નોટિસ-બોર્ડપરથી કોઈપણ ઉશ્કેરાયું કે શાંતિભંગનો પ્રસંગ કદી આવ્યો હોત તે તદ્દન અસત્ય છે અને હાલ જે સંતોષ બતાવાય છે તે તો માત્ર ઢોંગ છે જો કે હું મારી ન્યાત-બહારની ખુશાલી જાહેર કરૂં છું અને બી/૧ તથા બી /૨ માં લખેલ લખાણ ચાર વર્ષથી ‘ રહેમતઅલ ’ માં પ્રગટ કરૂં છું છતાં હજું કંઈ ભંગ કદી થયો નથી.

હું જણાવવા માગું છું કે મારૂં કાંઇ કામ કદી ગેરકાયદેસર છેજ નહિં અને કંઇજ શાંતિભંગ થયો નથી અને થવાનો પ્રસંગ પણ નથી મારી કોમના ઘણાક માણસો તો કૌંસિલને જાહેરમાં લાવવાનું પસંદ કરે છે પણ પુરાવો આપતાં બ્હીએછે કારણ કે કૌંસિલની ન્યાતબહાર કરવાની વિશાળ સત્તા ઘણી આપ ખુદીથી વપરાય છે.

( સહી ) રહેમતુલ્લા ઇસમાઈલ ત્રીજોરીવાળા.

## બચાવ તરફના સાક્ષી.

### મહુમદ ઇસ્માઇલની જુબાની.

હું તહોમતદારનો ભાઇ છું હું તહોમતદારની સાથે રહું છું ધંધામાં હું તહોમતદાર સાથે જોડાએલો છું હું ઈમામી ઇસ્માઇલી જમાતનો છું મને ખબર છે કે તહોમતદાર મારો ભાઇ જમાત બહાર છે. તેને ચાર વરસ ઉપર જમાત બહાર કર્યો છે. તેના જમાત બહાર મુકયાને વરસ દહાડે તે વાજાં વગડાવે છે. અને કોમના ગરિબોને જમાડે છે લોકો વાંચી શકે એવા હેતુથી ‘ રહેમતઅલા ’ ની એક નકલ પણ તે પાટિઆ ઉપર મુકતો. ‘ રહેમત—અલા ’ પણ તે બિલકુલ કિંમત સિવાય વહેંચતો.

હું બી/૧ જોઉં છું ૯ મી એપ્રીલ ૧૯૧૭ ના રોજ મેં આ પાટિઉં મુકયું હતું લોકો એકઠા થતા પાટિઉં વાંચતા અને ચાલ્યા જતા. એકી વખતે પાંચ સાત માણસો

ભેગા થતા જે પાટિઉં વાંચતા તે ઉશ્કેરાયલા દેખાતા નહતા. ૧૦ મી એપ્રીલે મેં કાંઈ વધારે જોયું નહિં ૧૧-૧૨ ૧૩ કે ૧૪ મી એપ્રીલે કાંઈ ખાસ બન્યું નહિ હતું.

૧૫ મી એપ્રીલે વરસ દહાડો હતો તે દિવસે હું ઘેરથી સવારમાં સાડા સાત કે પોણાં આઠે નિકળ્યો હતો. જ્યારે હું નિકળ્યો ત્યારે બૅન્ડ વાગતું હતું. અને લોકો ઉભા રહીને જોતા હતા. બૅન્ડ સવારે મુંબઈ ટાઇમ સાડા છ વાગે વાગવા માંડયું. હું સવારે મુંબઈ ટાઈમ સાડા સાત કે પોણા આઠે નિકળ્યો હતો. સવારે સાડાસાત વાગે એક નાસ્તા પછી તરતજ નહાવા માટે તહોમતદાર નિકળ્યો ન્હાવાની ઓરડી પહેલે માળે છે હું નિકળ્યો ત્યાં સુધી તહોમતદાર નીચે ગયો હતો નહિ. બૅન્ડવાળાઓ ઓટા-પાસેજ રસ્તાપર હતા પાંચ, પચાસ માણુસો જમા થયા હતા. તેઓ પાટીઓ વાંચીને ચાલ્યા ગયા. આ લોકો ઉશ્કેરાઈ ગયા નહતા.

હબિબ લધા લોકોને ઉશ્કેરે છે એવું કાસમ અબુએ મને કહ્યું હતું. બીજાઓએ પણ મને ખબર આપી એટલે કે અલી હાજી અને ટબાબાઇએ મને કહ્યું કે હબિબ લધા પથરા ફેંકતો હતો અને મોટું તોફાન ચાલતું હતું. તે ઉપરથી હું પાયધુની પોલિસ સ્ટેશનપર ગયો. મેં ઇન્સ્પેક્ટર પાવરને ફરિયાદ કરી. હું મારે દુકાને પાછો ગયો. તહો-મતદાર બપોરે એક વાગતાં દુકાને આવ્યો. જ્યારે હું સવારે ઘેરથી નિકળ્યો ત્યારે બા/૧ સારી સ્થિતિમાં હતું

સાંજના ચાર વાગે ઘેર પાછો આવ્યો. આ વખતે મેં પાટીઉં ફાટેલું જોયું. તે દિવસે સાંજે બેન્ડ વાગ્યું. કાંઈ તોફાન થયું નહિં. લોકો ઉભા રહી પાટીઉં વાંચીને જતા આ લોકો ઉશ્કેરાયેલા નહતા. પાટીઉં ૧૮ મી સુધી રહ્યું પછી કમિશનરે મંગાવ્યાથી લઈ લેવામાં આવ્યું ૧૫ થી ૧૮ મી એપ્રીલ સુધીમાં કોઈપણ જાતનુ ઝનુંન નહતું.

માહિમમાં હસનપીરની દરગાહમાં જવાને તથા હસનાબાદ માનતાએ જવાને માટે મેં મુખી કામડીઆ પાસે પરવાનો માગ્યો.

મારા ભત્રિજાના વહુના મરણ સમાચાર ફેલાવવા માટે સાદ ફેરવનારને મોકલવા માટે પણ મેં અરજી કરી હતી આ મને બતાવવામાં આવે છે તે મારી મોકલેલી અરજી છે. નં૦ ૪૭

( આગળ જુબાની ચાલુ. )

મારી અરજીનો મને કાંઇ જવાબ ન મળ્યો. પરિણામે મેં નં. ૩૯ અને નં. ૪૦ મારા સોલીસિટરો મારફત મોકલાવ્યા. આ બન્નેમાં એકનો કાંઇ જવાબ મળ્યો નહિ.

## મી. પેન તરફથી ઉલટ તપાસ.

લોકોએ એટલે કે ઇસ્માઇલી ખોજાઓએ મને પાટીઉં મુકતા જોયો હતો. તે વખતે હબિબ લધા હાજર નહતો. હબિબ રવજી ત્યાં હાજર હતો કે નહિ તે મને યાદ નથી.

જ્યારે હું પાટીઉં મુકતો હતો ત્યારે દસ વીસ ખોજા ઇસ્માઈલીઓ મને જોતા હતા. આ કામ માટે કે મારા ભાઈની સાથે રહેવા માટે કે ધંધામાં તેનો ભાગ રાખવા માટે કૌંસિલે મારી વિરૂદ્ધ કાંઇ કામ ચલાવ્યું નથી. બી/-જેવું કોઇ પાટિઉં પહેલાંના વર્ષોમાં, મુકાતું નહતું 'રહેમત-અલા' સહિત પાટિઉં ઓટાપર ભિંતે મુકાતુ. દસેક મહિના ઉપર 'રહેમત-અલા' બંધ થયું. પાટિઉં વાંચનાર કોઇએ કરેલી કાંઈ ટીકા મેં સાંભળી નથી. પાટિઆ સંબંધી માંહોમાંહે વાત કરતાં મેં કોઈ માણુસને સાંભળ્યો નથી. લોકો ખુશ નહતા તેમજ ગુસ્સે પણ નહતા. જ્યારે ૧૫ મી એપ્રીલને સવારે બૅન્ડ આવ્યું ત્યારે તેને હુકમ આપવા કોઈ નીચે ગયું નહતું. ખુશાલીમાં તહોમતદારે કાંઇ ભાગ લીધો નહતો.

જમાતના ત્રાસ માટે બૅન્ડ વગડાવવામાં આવે છે અને તે કદાચ તેમની ભુલો કબુલ કરાવે. તહોમતદારે પોતાને જમાતમાં પાછા આવવાની તેની ઇચ્છા મને જણાવી નથી. તહોમતદારને તેના હાથમાં ગલાસ સહિત મેં જોયો નહતો. તે દિવસે ઘરમાં કાંઈ પીવાનું લાવ્યા નહતા. બૅન્ડની આસપાસ છોકરા ટોળે મળ્યાં હતાં. છોકરાને કાંઇ બોલતાં મેં સાંભળ્યાં નહતાં કાસમ અબુ મારો સગો નથી. તે તેજ ઘરમાં રહેતો નથી. હાથગાડી લઈને તે કટલરીની ફેરી કરે છે. ટબાબાઇ મારી સગી નથી. માનતા કરવા જવું હોય ત્યારે પાસની જરૂર પડે છે. આ નિયમ 'રહેમત-અલા' માં હતો. તેને માટે જવાબદાર કોણુ છે તે હું જાણુતો

નથી. તહોમતદાર અભણ છે અને હું પણ તેવોજ છું મારા કહેવાથી પાસ માટે મહેતાએ લખ્યું હતું.

નં. ૪૭/- મારા મહેતાએ લખી હતી અને તેપર મેં સહી કીધી હતી. મારી માંગણી એ હતી કે મારો ભાઈ જે ન્યાતબહાર છે તેના નામે નાંતરાં દેવાવાં જોઇએ. તહોમતદાર મોટો ભાઈ છે.

જેણે આપઘાત કર્યો તે દેવજી ખીમજીનો હું ભત્રિજો છું તેને દરગાહમા દાટવામાં આવ્યો હતો. દેવજી ખીમજીના મડદા માટે તહોમતદારે અને જમાત વચ્ચે વાંધો પડયો હતો. તે એક ઈસ્માઇલી ખોજા તરીકે મરણ પામ્યો હું એક વિશ્વાસુ ઇસ્માઇલી ખોજો છું. ઇસ્માઇલી ખોજાઓ માને છે કે પોતાના આત્માની મુકિત માટે દરગાહમાં દટાવું જરૂરનું છે. સગા તરિકે તહોમતદારે મડદું માગ્યું. તે ન્યાત બહાર હતો અને પછી તેને દરગાહમાં દટાય નહિ તેથી જમાતે તહોમતદારને મુડદું મળવા દીધું નહિ. ૨૪ કલાક સુધી મડદું અટકયું અને તે બરફની કોટડીમાં રાખવામાં આવ્યું છેવટે વાંધો નિકળયો, પોલિસ કમિશનરે મડદું કૌંસિલને હવાલે કર્યું જો હું તેને મારે ઘેર લઈ જાઉં તો પોલિસ કમિશનર મને મડદાનો હવાલો લેવા દેતા હતા જો તે તેને અપાય તો તેને દરગાહમાં મડદું દાટવા દેવું એમ તહોમતદાર કૌંસિલ પાસે માગતો હતો. મરનાર મારી અને તહોમતદાની સાથે રહેતો. જીવતાં તો ઇસ્માઈલી ખોજાનો એક પણ હક્ક મરનારને માટે બંધ નહોતો. હું ટબાબાઈને ઓળખું છું ગયા આઠ કે દસ મહિનાથી

તે એક દિવાનખાનામાં રહેવા લાગી છે. મડદાના ખુલાસા માટે તેણે જમાતને અરજી કરી હતી. તેનો ધણી અને તે એકવાર અમારી પડોશમાં રહેતાં તેથી હું તેને ઓળખતો થયો. તેણે અમને કહ્યું કે મારે એક અરજી મોકલવી છે અને મેં કહ્યું કે તે અમારો ધંધો નથી. તેણે કહ્યું કે મારે અરજી લખનાર કોઈ નથી. અને અમે તે માટે અમારા મહેતાજીને બોલાવ્યો. ટબાબાઇએ મહેતાને તે ઉતરાવી તહોમતદાર અને હું જોઇ રહ્યા હતા, તે ઈસ્માઇલી ખોજી છે. સાંજે ૩-૩૦ તા. ૧૮-૭-૧૭.

( સહી ) ફ્રેન્ક ઓલીવેરા.

મારી તબિયતને લીધે કામ આગળ તારીખ ૨૫ મી સાંજના ૩-૩૦ તા. ૨૦-૭-૧૯૧૭.

( સહી ) એફ. ઓ.

## મી. પેન તરફથી મહમદ ઇસ્માઇલની વધુ તપાસ.

'રહેમત-અલા' માટે લેખ અમારો મહેતાજી લખતો અને તહોમતદાર ઉતરાવતો મને મહેતાનું નામ આવડતું નથી. તે વાણીઓ હતો તે બહાર પડતા તે પહેલાં તહોમતદારના લખેલા સ્ટેટમેન્ટ હું જોતો નહિ. તેમાં શું જણાવેલ હતું તે હું જાણતો નથી તેના લખાણ સંબંધે તહોમતદાર જોડે મારે કાંઈ વાતચીત થતી નહિ. જુલમી કર્મોને લીધે કોમના ગરિબોને કૌંસિલ તરફથી વેઠવું પડયું હોય એવો કંઈ દાખલો હું આપી શકતો નથી. મી. ઇન્સ્પે-

કટર પાવરને ફરિયાદ કરી તેને પરિણામે જો કોઈ સિપાઈ તે જગે ગયો હોય તો તેની મને ખબર નથી. તરતજ મને ખબર મળી હતી કે એક પોલિસનો માણસ અમારે ત્યાં આવ્યો હતો.

હું જાણું છું કે જમાત સામે પુરાવો આપતાં લોકો અહીંએ છે કાસમ અબુ તેમજ બીધેલો છે. હું બીજાઓના નામ જાણતો નથી કાસમ અબુને આ કોર્ટમાં બોલાવવામાં આવ્યો છે. અને તે લગભગ દરરોજ હાજર રહે છે. તેણે મને કહ્યું છે કે પુરાવો આપતાં મને ડર લાગે તે પુરાવો આપવાનો છે. ગયે રવિવારે હું જમાતમાં ઈદની નિમાજ વખતે ગયો હતો. ઘણું મોટું ટોળું હાજર હતું. મને કોઈએ હરકત કરી કે દુખ દીધું ન હતું. મારા ભાઈ-સાથેના મારા સંબંધથી અથવા તો આ કામમાં ભાગ લેવાથી મને કોઈરીતે સહન કરવું પડયું નથી. મેસર્સ. ઈ. જી. વાડિઆ ઍન્ડ કું. એ બીજાઓ વતીની મોકલેલી નોટીસોનો ખર્ચ તહોમતદારે આપ્યો તે સત્ય નથી.

## મી. કાનુગા તરફથી ફરી તપાસ:

અમારા ઘરમાં રહેવા આવી તે પહેલાં ટબાબાઈએ અરજી મોકલી હતી. તહોમતદાર થોડુંક વાંચી શકે છે. પણ બરાબર નહિ.

## કોર્ટને

રહેમત-અલા'નાં પ્રુફ તહોમતદારની વતી મહેતો સુધારતો બી ૧ પાટિઉ મુકવાનો હેતુ એ હતો કે કૌંસિલ

સુધરે: મારૂં કહેવું એમ છે કે તે હાજર ઇમામના હુકમ પ્રમાણે વર્તે. કૌંસિલે તોડયો હોય તેવો હુકમ હું હમણાં સંભારી શકતો નથી પણ હું સાબિત કરી આપી શકીશ. બી ૧ મુકવાથી કૌંસિલ કેમ સુધરશે તે હું કહી શકતો નથી. પાટિઉં મુકીને તહોમતદારનો હેતુ કૌંસિલને હંફાવવાનો હતો નહિ. તેમજ તહોમતદારને કૌંસિલના હુકમનો કાંઇ હિસાબ નથી એમ જણાવવાનો હેતુ પણ ન હતો.

તા. ૨૫-૭-૧૯૧૭ ( સહી ) એફ. એ.

## ટબાબાઈની જુબાની:

પરેલપર આવેલી એક બીડીની દુકાન માટે મારે લૈસન છે. ગયા આઠ નવ મહિનાથી હું તહોમતદાર અને તેના ભાઈ સાથે રહું છું. એકાદ મહિનાપર હું પાલખી મોહલ્લામાં રહેવા ગઇ. બી ૧ પાટિઉં બારી આગળ મુકાયું તે દિવસ મને યાદ છે. તે વખતે હું તહોમતદાર જોડે રહેતી હતી જે દિવસે બૅન્ડ વાગ્યું તે મને યાદ છે. તે રવિવાર હતો. બૅન્ડ વાગ્યું તેના ૯ દિવસ પહેલાં પાટિઉં મુકાયું હતું. તે આઠ કે નવ દહાડામાં તહોમતદારના ઘર આગળ કાંઇ તોફાન થયું નહતું.

બૅન્ડ સવારમાં છ વાગે આવ્યું. જ્યારે બૅન્ડ વાગવા લાગ્યું ત્યારે તહોમતદાર પહેલે માળે તેના ઘરમાં હતો. બૅન્ડ લગભગ બે કલાક ચાલ્યું. આ બધો સમય તહોમતદાર ઉપર હતો. બૅન્ડ વાગતું હતું ત્યારે કોઇપણ વખતે

તહોમતદાર નીચે ગયો ન હતો. હુ હબિબ લધાને દેખેથી ઓળખું છું. બૅન્ડ વાગ્યું તે દિવસે મેં તેને જોયો હતો. તે બારીનીજ સામે રસ્તાઉપર હતો. તે ટોળામાં ઉભો હતો. તહોમતદાર બારીએ ગયો ત્યાં સુધી તેણે કાંઇજ કીધું નહી. આ ઉપરથી છોકરાંએ 'હુરા'નો પુકાર કર્યો અને હબિબ લધાએ તહોમતદારને ગાળો દીધી. તહોમતદાર પોતાની બારીએ ઉભો રહીને ગાડીની રાહ જોતો હતો. તે વખતે તહોમતદારના હાથમાં કાંઈ હતું નહિ. રૅાસબરી અથવા તેના જેવા કંઇ પ્રવાહી પદાર્થવાળુ પવાલું તહોમતદારના હાથમાં હતું તે સત્ય નથી. જ્યારે હબિબ લધા તહોમતદારને ગાળો દેતો હતો ત્યારે લોકોએ પથરા ફેંક્યા અને બારીના કાંચ ભાંગી ગયા. હબીબ લધાએ ગાળો દેવા ઉપરાંત તેના ટુકડે ટુકડા કરી નાખવાની ધમકી આપી અને તહોમતદરને નીચે આવવા કહ્યું. તેને પરિણામે હું નીચે દોડી આવી, દુકાને ગઇ અને તહોમતદારના ભાઈ મહમદભાઇને ખબર આપી.

તેજ દિવસે સાંજે બૅન્ડ વાગ્યું. કંઈ તોફાન થયું ન હતું. મેં કૌંસિલને અરજી કરી મને જવાબ મળ્યો પણું લેખી પત્ર મળ્યો નહિ. મારી અરજી તહોમતદારના મહેતાએ લખી હતી. આ મને બતાવાય છે તે એ અરજી છે નં૦ ૪૮

*

નં૦ ૪૮—ના ઉતારો.

મુંબઈ હમામી ફરમાઇશી કૌંસિલ જોગ.

મુંબઇ.

હું અરજી કરનાર કલ્યાણ ખટાઉની દીકરી બાઈ ટબાબાઇ મારી લખવાની અરજ એ છે જે હાલમાં હું માંદી છું તેથી મને ધાસ્તી લાગે છે જે મારા મૈયતને દરગાહમાં દફનાવવા વાસ્તે વખતે તમે અટકાવો તેની મને ધાસ્તી લાગે છે તેથી હું આપ માવિતરને અરજ કરૂં છું જે આપ અમલદારો જે મૈયતનો દાદ લેવા માગતા હો તેનો મને ખુલાસો આપો જેથી મારા પાસે હશે તો આપીશ અને મારા પાસે નહિ હશે તો હું ભીખ માગીને પણ હમણાં તમોને ભરી આપીશ તેનું કારણ કે મારા મૈયતને અટકાવો તો જમાતના અટકાવમાં કોઈ આગેવાન થઇને મારા સગા મારા મૈયતને ઠેકાણે પાડે એવું મને દેખાતું નથી તેથી મને ધાસ્તી લાગે છે અને ધાસ્તી લાગવાનાં કારણઃ—

દા૦ ૧—ગરિબ ઇસ્માઇલી મીરીયાબાઈ મરી ગઈ હતી તેના મયતનો સામાન પણ ધર્માદુ લઇ આવ્યા હતા. તે મૈયતને તમો મેમ્બરોએ અટકાવ્યું અને માથે દશ રૂપિઆ દંડના મુકયા. જ્યારે ભીખ માગીને દંડભર્યો ત્યારે બીજે દિવસે તેના મૈયતને દફનાવાનો હુકમ આપ્યો. તે બાઇના મૈયતની હાલત જોઇને મારા શરીરમાં કમ કમાટી છુટી:

ફા૦ ૨—પુનામાં એક ઇરમાઇલી બાઈ ગુજરી ગયો તેનું મયત પણ પુનાની કૌંસિલે અટકાવ્યું અને તેના મયત ને મોગલ લોકોએ મહેરબાની કરીને પોતાના કબરસ્તાનમાં દફનાવ્યું પરંતુ પુનાની કૌંસિલે આપણા કબરસ્તાનમાં દફનાવાદીધો નહિં

ઉપરનાં કારણથી મારે આ અરજી કરવી પડી છે તેથી આપ માવીતર ગરિબ બાઈને ખુલાસો આપવા મહેરબાની કરશો જેથી મારી ધાસ્તી દુર થઇ જાય

લી૦ કલ્યાણ ખટાઉની દીકરીબાઇ

ટઆબાઈના યાઅલી મદદ વાંચશો.

( આગળ જુબાની ચાલુ )

## મી. પેન તરફથી ઉલટ તપાસ:

તેને પહેલાં ન્યાતબહાર મુકેલી હતી તેથી મરીયમબાઈનું દફન કૌંસિલે અટકાવ્યું હતું તે વાતખરી છે. આ બેકે ત્રણ વર્ષ ઉપર હતું. જાપુએ મને કહ્યું હતું કે મરીયમબાઇ ન્યાતબહાર હતી. રૂ. ૨પા ભરવાથી તેને જમાતમાં લેવામાં આવી હતી તે મને ખબર છે. રૂ. ૧૦) દંડ જમાતે કર્યો હતો. જાપુએ મને આ કહ્યું હતું. તેણે દફનના અટકાવનું પણ મને કહ્યું હતું. જાપુને કાંઈ પૈસા આપતાં મેં જોયો નથી. જાપુ જીવતો છે. તે અહમદ દેવજીની દુકાને નોકર હતો. હમણાં તે ક્યાં છે તે હું

જાણુતી નથી. મરીયમબાઇ જાફુના તાબામાં હતી કે કેમ તે હું કહી શકતી નથી. મરીયમબાઇને કોણે શા કારણથી અને કેટલા સમય પહેલાં ન્યાતબહાર મુકી હતી તે હું જાણુતી નથી. જ્યારે મરીયમબાઈ મરી ગઇ ત્યારે તે દરગાહ પાસે રહેમતલા કાદરભાઈના ઘરની જોડેના ઘરને ત્રીજે માળે રહેતી હતી. જાફુ ક્યાં રહેતો તે હું જાણુતી નથી.

જે પુનામાં મરી ગયો તેની વિધવા એજ મને બીજા બનાવ સંબંધી કહ્યું હતું. જેને ન્યાતબહાર ન કર્યો હોય તેવા ઇસ્માઇલ ખોજાના દફનની જમાત કે કૌંસિલે ના કહી હોય એવા એકે દાખલની મને ખબર નથી. કૌંસિલને અરજી કરવાનું મને કોઇએ કહ્યું ન હતું હું તહોમતદારની નજદીક રહેતી અને તેથી મને ભય લાગતો. નં૦ ૪૮–લખાઇ તે પહેલાં મેં તહોમતદારને વાત કરી હતી, તેણે મને કહ્યું કે તમારે અરજી મોકલવાની કાંઈ જરૂર નથી પણ મેં કહ્યું કે મને ભય લાગે છે. હું તહોમતદારના મહેતાને ઓળખું છું તહોમતદાર પોતાની દુકાનમાં ગાદી પર બેઠો હતો. તેણે પોતાના મહેતાને લખવા કહ્યું. હું હબિબ લધાને બે ત્રણ માસથી ઓળખું છું હવે હું કહું છું કે હું તેને દસેક મહિનાથી જ્યારથી હું ત્યા રહેવા ગઈ ત્યારથી ઓળખું છું. તે દિવસે હું તેનું નામ જાણુવા પામી જેમ લોકો કહેતા કે હબિબ લધા તહોમતદારને ગાળો દેછે તેમ તે ગાળો દેતો હતો. હબિબ લધા શા માટે ગાળો દેતો તે હું જાણુતી નથી તે તહોમતદારને મા અને બ્હેન સામી ગાળો દેતો હતો. બી ૧ પાટિઆને કારણે

હબિબ લધા તહોમતદારને ગાળો દેતો. મને બીજા કાંઈ કારણની ખબર નથી.

બૅન્ડ વગડાવવા સંબંધી હબિબ લધા કાંઈ બોલતો ન હતો. 'લોહી' સંબંધી મેં કાંઇ સાંભળ્યું નહિ. હબિબ લધા પાસે ઉભેલા બધા લોકો ગાળો દેતા હતા. તેઓ બધા ગાળો કેમ દેતા તે હું કહી શકતી નથી. મારે કહેવું જોઇએ કે જ્યારે તહોમતદાર તેની બારિએ હતો તેઓ તેની ઉપર પથરા ફેંકતા. પાટિઆનું કપડું કોણે ફાડી નાખ્યું તે હું કહી શકું નહિ. ઈસ્માઈલી ખોજાનો કોઈ હકક મને ના પાડવામાં આવ્યા નથી જ્યારે મારો ધણી મરી ગયો ત્યારે તહોમતદારે અને તેના ભાઈએ મને ધનની મદદ કરી હતી. હું તે ઘરમાં રહેતી તે ઓરડીના રૂ. ૯) તહોમતદારને આપતી. હું તહોમતદારના દિવાનખાનામાં રહેતી તે વાત ખોટી છે. છેલ્લા દસ મહિનાથી વિના ભાડે હું તહોમતદારના ઘરમાં રહેતી. તહોમતદાર મને ખોરાક પણ આપતો.

## ફરી તપાસ.

મરતી વખતે મરીયમબાઇ જમાતમાં હતી. તહોમતદારે મારા ધણીની દફન ક્રિયાનો ખર્ચ આપ્યો છે.

તા. ૨૫–૭–૧૯૧૭.

(સહી) ફ્રેન્ક ઓલીવેરા.

## અલી હાજીની જુબાની:

કાફડ માર્કીટમાં એક પરચુટણ સામાનની દુકાન છે. મારે ત્રણ દુકાનો છે. હું દરગાહ મોહોલ્લામાં રહું છું. એપ્રીલમાં હું તહોમતદારના ઘરથી દસેક ઘર છેટે નિશાનપાડા રોડપર રહેતો હતો. ગયા એપ્રીલમાં તહોમતદારના ઘરની બારી આગળ મેં એક પાટિઉં જોયું હતું. મેં તે ત્રણ ચાર દિવસ લગી જોયું હતું. તે પાટિઉંબી ૧ હતું જ્યારે મેં પાટિઉં પહેલીવાર જોયું ત્યારે રસ્તાપર મેં બીજું કાંઈ જોયું ન હતું. લોકોને ઉભા રહી પાટિઉં વાંચીને ચાલ્યા જતા હું જોતો. ૧૦ મી કે ૧૧ મી એપ્રીલે આમ હતું. તે પછીના દિવસોએ હું પાટિઉં જોતો. મેં કંઈ ટોળું જોયું નહિ. એક બે માણસો રસ્તે ઉભા રહીને પાટિઉં વાંચતા તે હું જોતો. કોઇ દિવસે મેં કંઈ બેન્ડ જોયું નહતું. કંઇ બેન્ડ વાગતું મેં સાંભળ્યું ન હતું. ૧૫ મી એપ્રીલે એક ટોળું હતુ. આ દિવસે હું મારે ઘેરથી સવારના મુંબઇ ટાઇમ નવ વાગે નિકળ્યો. ૪૦ થી ૫૦ માણસનું ટોળું મેં જોયું. તેઓમાં મેં હબિબ લધાને જોયો હતો. તે બીજા લોકો જોડે વાતો કરતો હતો તે તેમને કહેતો કે બ્હીશો નહિ. તહોમતદારને નીચે ઉતરવા દો; પછી હું તે બાબત જોઈ લઈશ તે તહોમતદારને મા અને બ્હેન સમી ગાળો દેતો હતો. મેં તહોમતદારને જોયો નહિ તેમજ અમે નીચે ઉતર્યા નહિ. હું ત્યાં પાંચ કે છ મીનિટ સુધી ઉભો રહ્યો; પછી હું તહોમતદારની દુકાને ગયો. ત્યાં હું તહોમતદારના ભાઇ મામદભાઈને મળ્યો અને

તેને કેટલીક ખબર આપી. હું એક નુરબાઈને પરણ્યો હતો. આ ૧૮ કે ૧૯ વર્ષ ઉપર હતું. તેનાથી મારે આઠ છોકરાં થયાં. તે પછી મારી સ્ત્રી સાથે મારે કેટલોક અણબનાવ થયો. તે પછી મારી સ્ત્રીએ કૌંસિલને ફરિઆદ કરી જેણે મને તેડાવ્યો. મારી સ્ત્રીએ કેટલાંક ઘરેણાં કૌંસિલ પાસે અનામત મુકયાં હતાં. મેં કૌંસિલના ટેબલપર ઘરેણાં જોયાં હતાં, જેવાં કે ચાર સોનાની બંગડીઓ, બે સોનાનાં ફુલ, એક જોડકાનનાં લવીંગ અને બે આંગળીની વીંટીઓ. જ્યારે મને તેડાવવામાં આવ્યો ત્યારે હું કૌંસિલની સભામાં હાજર થયો. કામ ચલાવાશે એમ કહીને મારી સ્ત્રીને બીજે અઠવાડિએ હાજર થવા ફરમાવ્યું પણ તેમ કરવાને બદલે તે સ્વદેશ જવા નીકળી મેં કૌંસિલને અરજ કરી. મારો કેસ બોર્ડપર મુકાયો અને મને કહેવામાં આવ્યું કે તારી સ્ત્રીને બોલાવી, શું વખતો વખત કરતાં મારો કેસ અગિઆર મહિના લંબાયો મારી સ્ત્રી મુંબઈમાં ન આવી તેથી કૌંસિલે તેને ન્યાતબહાર કરી. તે પછી મેં કૌંસિલને બીજી અરજી મોકલી. પછી કૌંસિલે મારી પાસેથી પૈસા લઈને માણસ મોકલીને મારી સ્ત્રીને તેડાવી મેં ખર્ચના રૂ. ૨૦) આપ્યા. તેને ૧૯૧૫ માં લાવવામાં આવી. કૌંસિલે તે બાબત ફરી તપાસ કીધો અને જ્યારે મેં તેની વતી રૂ. ૧૧) જમાતમાં આપ્યો ત્યારે તેને પાછી જમાતમાં લેવામાં આવી. મારી સ્ત્રીને મારી પાસે પાછી જવા ફરમાવવામાં આવ્યું તેણે તેમ કરવા ના પાડી અને કૌંસિલના એક મેમ્બરે મારી સ્ત્રીને ખડક ઉપર તેના નોકરના ઘરમાં રાખી. પાંચ દિવસ પછી ઈસ્માઇલ ઇબ્રાહીમ ઉકા નામના

એક કૌંસિલના મેમ્બરે તેજ ઘરમાં તેને માટે એક ઓરડી ભાડે રાખી. હું તેની સાથે તેજ ઓરડીમાં રહેતો નહિ. તરતંજ ઇસ્માઇલ ઇબ્રાહીમ ઉકાના ઘર સામેજ મારે ઘર રાખવું એવી શરતે તે મારી સાથે રહેવા આવી. તે પછી મારી અને મારી સ્ત્રી વચ્ચે અણબનાવ થયો. આ વાત કૌંસિલ આગળ આવી અને મને જુદું ખર્ચ આપવા હુકમ થયો. ૧૦મી ઑકટોબર ૧૯૧૪ ને દિવસે મેં કૌંસિલને એક કાગળ મારા સૉલીસિટર મી. પાવરી પાસે લખાવ્યો હતો. નંબર ૪૯.

નંબર ૪૯ નો ઉતારો.

મુંબઇ, ૧૦મી ઑકટોબર ૧૯૧૪.

ડૉ૦ રજબઅલી રામજી લગદીર,

ખોજા ઇમામી ઇસ્માઇલી જમાત કૌંસિલના સેક્રેટરી,

ડુંગરી.

સાહેબ,

મારા અસીલ મી. અલીભાઇ હાજીની સૂચના પ્રમાણે હું આપને આ પત્ર લખું છું.

મને ખબર મળી છે કે લગભગ દોઢ વર્ષ ઉપર મારા અસીલની સ્ત્રી કંઇક તકરાર થવાથી ઘરમાંથી મારા અસીલે પહેરવાજ આપેલાં ઘરેણાં લઇને જતી રહી અને કૌંસિલ પાસે અનામત મુકવા ગઈ. મજકુર ઘરેણાં મારા અસીલની માલકીનાં હતાં અને આપની કૌંસિલે તેની ખબર હોવાથી

મારા અસીલને બોલાવ્યો અને તે બાબતમાં તેને જે કહેવાનું હતું તે પુછ્યું. મારા અસીલે જણાવ્યું કે ઘરેણાં મારી માલકીનાં છે પણ તમારી કોંસિલે ધણીધણીઆણીનો ટંટો પતાવવાના ઈરાદાથી સૂચવ્યું કે તેનાપર અમે તમારો હક્ક કબુલ રાખીએ છીએ છતાં થોડોક વખત ઘરેણાં અમારે હવાલે રહેવા દ્યો.

તે પછી કોંસિલે કામ ચલાવ્યું અને ઘણી મીટિંગો ભરાઇ અને જોકે મારા અસીલની સ્ત્રી તેના ઘેર પાછી ગઇ અને થોડોક વખત ત્યાં રહી છતાં પણ ફરીથી તદન અયોગ્ય રીતે અને કંઈજ કારણ સિવાય તે મારા અસીલના રક્ષણમાંથી ચાલી ગઈ છે અને મારા અસીલને ખેદ થાય છે કે હજુ સુધી તેને જેવી રીતે રાખી છે તેવી રીતે તેના પોતાનાજ ઘરમાં તેને રહેવા ખાવાની સગવડ આપવા તે કબુલ છે છતાં એ તમો કોંસિલે તેને જમાતખાનામાં રહેવાની રજા આપી છે. મને વધારામાં જણાવવામાં આવ્યું છે કે તમો કોંસિલે મારા અસીલને પોતાની સ્ત્રીને માસિક રૂ. ૧૦) આપવાનો ખોટો હુકમ કીધો છે, કારણ કે તે કંઇ પણ કારણ સિવાય અને મારા અસીલની પરવાનગી સિવાય જુદી રહે છે અને જ્યારે મારા અસીલે તમો કોંસિલનો ગેરવાજબી ઠરાવ માન્ય કર્યો નહિ ત્યારે, મને ખબર મળી છે, કે તમો કોંસિલે છેવટે મારા અસીલ પાસેથી વસુલ કરવાના ઈરાદાથી તેની સ્ત્રીને જમાત ફંડમાંથી માસિક દસ રૂપિઆ આપવાની ગોઠવણ કરી છે.

હવે મને મારા અસીલ તરફથી મળેલ સૂચના પ્રમાણે હું તમો અને તમારી કૌંસિલ પાસે એજ માગું છું કે તમો જાણો છો તે પ્રમાણે સદર ઘરેણાંપર કુલ તમામ માલકી મારા અસીલની છે માટે તે તેને સ્વાધિન કરો. મારા અસીલના તપાસ માટે હું તમને મારા અસીલ અને તેની સ્ત્રી વચ્ચેના કેસના વિગતવાળી મીનિટ બુક તેમણે કરેલ બધી આજ સુધીની અરજીઓ રજુ કરવા અને નકલો તથા તપાસ ફીનો ખર્ચ મારા અસીલ માથે નાખીને, કે જે યોગ્ય ખર્ચ આપવા તે ખુશી છે, તેવી નોંધ કાર્યવાહી, અને અરજીઓની નકલો મારા અસીલને પુરી પાડવા હું તમને જણાવું છું અને મને સૂચના મળી છે તે પ્રમાણે હું નોટિસ આપું છું કે જો ઉપરની શરતો એક અઠવાડિઆમાં પુરી નહિ પડશે તો તેને સલાહ મળશે તેવાં પગલાં મારો અસીલ ભરશે અને ખર્ચ તથા પરિણામ માટે તમો કૌંસિલને જોખમદાર ગણશે

મને મળેલ વધારાની સૂચના પ્રમાણે હું તમને તથા તમારી કૌંસિલને ચેતાવું છું કે મારા અસીલની સ્ત્રીને તમે ખોટી રીતે જમાતખાનામાં સંઘરી છે અને અત્યાર સુધીમાં તમે આપેલ કે હવે પછી તમે આપો અથવા તો તે કરે તે દેવા માટે તે કોઇપણ રીતે જવાબદાર રહેશે નહિ.

આપનો સાચો,

( સહી ) ફરદુનજી. પી. પાવરી,

સૉલિસિટર, હાઇકોર્ટ.

(આગળ જુબાની ચાલુ.)

પરીણામે મને કૌંસિલે બોલાવ્યો નોટિસ મેં મોકલાવી હતી કે કેમ તે પુછવા પછી સેક્રેટરીએ મને કહ્યું કે હું તો તેને નકામા કાગળની ટોપલીમાં મુકતો હતો. મારી સ્ત્રી માટે ઠરેલા જુદી નીમણુકના પૈસા મેં બે મહિના પછી ભર્યાં કારણ કે તે પછી હું તેને ઘેર લાવ્યો. મારાં ઘરેણાં માટે કૌંસિલને મેં ઘણીક વાર અરજીઓ કરી હતી. મેં નિશાની નં૦ ક૧–તારીખ ૪ થી સપ્ટેમ્બર ૧૯૧૬ પણ મોકલી હતી. હજી ઘરેણાં મને પાછાં મળ્યાં નથી.

**કોર્ટને જવાબ:**

આમાંની એકે અરજીમાં મેં મારી સ્ત્રીને મેળવી નથી.

**મી. પેન તરફથી ઉલટ તપાસ:**

હાલમાં હું ન્યાતબહાર છું ખોજાઓ મારી દુકાને ખરીદ કરે છે. હું લેડી આગાખાનને પરચુરણ સામાન પુરો પાડું છું મારી સ્ત્રી પોતાનું નામ લખી શકે છે. આ મને બતાવાય છે તે મારી સ્ત્રીની સહી છે. તે મારી સ્ત્રીએ કૌંસિલને કરેલ અરજી છે. નિશાની એચ–આ પછી મારી સ્ત્રી માંગરોળ ગઈ કૌંસિલના હુકમને અનુસાર મારી સ્ત્રીએ પાછા આવવાની ના કહી તેથી તેને ન્યાતબહાર કરી હતી. આથી અગિઆર મહિનાની ઢીલ થઇ. મારા તરફથી ઈસ્માઇલ ઈબ્રાહીમ ઉકાની ખરાબ ચાલ માટે કાંઇ સૂચના નથી. મેં આ કાગળ કૌંસિલને મોકલ્યો હતો. તે તારિખ

૨૮ મી ઑગસ્ટ ૧૯૧૪ નો છે. નિશાન આઇ/. આઈ/માં જણાવેલ ઇસ્માઇલભાઇ તેજ ઇસ્માઇલ ઇબ્રાહીમ ઉકા છે. મોરા સાથે ચાર મહિના રહ્યા પછી મારી સ્ત્રી બીજીવાર મને મુકીને ગઇ. તેણે મને છોડયો તે દિવસે રવિવાર હતો કે બીજો વાર હતો તે હું જાણતો નથી. તેણે મને શા કારણથી છોડયો તે ખબર મને નથી. મેં તેને કાઢી મુકી તે સત્ય નથી. કૌંસિલે મારી સ્ત્રીનું અને મારૂં પણ કહેવાનું પુરેપુરૂં સાંભળી લીધું અને પછી છુટા ખર્ચનો હુકમ કીધો. કૌંસિલે મારૂં કહેવાનું પુરેપુરૂં સાંભળી લીધું નહિ. મેં છુટો ખર્ચ આપવા જણાવ્યું તે સત્ય નથી. હાલ મારી સ્ત્રી મારી જોડે નથી. તેના ખર્ચની બાકીની રકમ પુરી કરીને હું તેને મારે ત્યાં પાછી લાવ્યો. તે પછી ૭ કે સાત અઠવાડિએ મારી સ્ત્રી ફરીથી મને મુકીને ગઈ. તેણે ફરીથી કૌંસિલને ફરિઆદ કરી. તે ફરિઆદ સંભળાઈ. મને બોલાવવામાં આવ્યો પણ મારૂં કહેવું સાંભળ્યું નહિ. મીનિટ બુકમાં લખેલ વીગત જુઠી છે.

## કોર્ટને જવાબ:

હવે મારે કૌંસિલ વિરૂદ્ધ કાંઈજ ફરિઆદ નથી. મેમ્બરો પોતાની સમજ પ્રમાણે ન્યાય કરે છે.

મારી સ્ત્રીના ખર્ચ માટે ઠરેલ રૂ. ૧૨)ની રકમ મેં ન આપી તેથી મને ન્યાતબહાર મુકવામાં આવ્યો. આ મને બતાવાય છે તે મારી સ્ત્રીની કૌંસિલને કરેલી અરજી છે. તે ૧૪મી સપ્ટેમ્બર ૧૯૧૪ની છે. નિશાની જે/–.

બીજાઓમાં થોડાક ઈસ્માઈલી ખોજાઓને મેં પાટિઉં વાંચતા જોયા હતા. જેમણે પાટિઉં વાંચ્યું હતું. તેમનાપર તેની શી અસર થઇ તે હું કહી શકતો નથી. મેં પાટિઉં વાંચ્યું હતું. મારાપર કોઇ જાતની કાંઇ અસર થઇ નહતી. કોઈ ઉશ્કેરાયલું હતું કે નહિ તે જોવાનો મને બિલકુલ પ્રસંગ નહોતો. કંઇ ટીકા થતી સાંભળવા હું ઉભો રહ્યો નહિ. ૧૫મી એપ્રીલે હું પાંચ મીનિટ થોભ્યો. આવી બાબત લખવામાં તહોમતદાર મૂર્ખ છે. અને તેના દિવસ હવે ખરાબ થવા બેઠા છે. એમ ચર્ચા કરતા કેટલાક લોકોને મેં સાંભળ્યા હતા. તેમની વાતપરથી મને ખબર પડી કે તહોમતદારે જે કર્યું હતું તે ખરાબ હતું. લોકો ઉશ્કેરાયા ન હતા. હબિબ લધા ઉશ્કેરાયો હતો. તે મૂર્ખ છે અને તેની અવદશા બેઠી છે એ શિવાય તહોમતદારને ગાળો દેતાં મેં કોઇને સાંભળ્યો નહતો. એમ બોલતાં મેં પાંચ કે સાત માણુસોને સાંભળ્યા. પાંચ કે સાત વારને છેટે તેઓ સંભળાતા હતા. પાટિઆ ઉપર ફેંકાતા કંઈ પથરા મેં જોયા ન હતા. ટોળાના પરિણામે હું તહોમતદારના ભાઇ પાસે ગયો અને તેને કહ્યું કે તું જા અને શાનું તોફાન છે તેનો તપાસ કર. **ફરી તપાસ નથી.** તા. ૧-૮-૧૯૧૭.

(સહી) એફ. ઓ.

**ખમિસા મહમદની જુબાની:**

હું ખોજા ઇમામી ઈસ્માઇલી જમાતનો છું કૌંસિલના પ્રમુખ અહમદ દેવજીનો હું સગો છું કેટલાંક વર્ષ ઉપર

મારા વ્યાપારના કામે મારે દક્ષિણ આફ્રિકા જવાનો પ્રસંગ પડયો હતો. હું ત્યાં પાંચ સાત વર્ષ રહ્યો. હું ૧૯૧૪ માં મુંબઇ પાછો આવ્યો. હું પાછો આવ્યો ત્યારે મુંબઇની કોંસિલે મારી પાસે પાસ માગ્યો. મેં કહ્યું કે મારી પાસે પાસ નથી. મુંબઇની કોંસિલે કહ્યું કે અમે ઝાંઝિબાર કોંસિલ પાસેથી પુછશું અને જો તમો રૂ. ૨૫૦) ડીપાઝીટ મુકો તો અમે તમારે માટે પાસ લાવશું. તે ઉપરથી મેં રૂ. ૨૫૦) ડીપોઝીટ મુકયા. કોંસિલે કહ્યું કે પાંચ વર્ષ પછી ડીપોઝીટ પાછું મળશે.

તે બાબત મારા ભાઇ કેશવજી મહમદને કાંઇજ ન હતું હું તેને એક ભાઇ તરિકે સાથે લઈ ગયો હતો. હમણાં મને જે બતાવાય છે તે આ કાગળ મેં તહોમતદારને મોકલ્યો હતો. તેના ૨૮ મી માર્ચ ૧૯૧૮ નો છે. નં૦ ૫૦-તેનું લખાણુ સત્ય છે.

"નં૦ ૫૦-નો ઉતારો

મુંબઈ, તા. ૨૮ મી માર્ચ ૧૯૧૫

શેઠ રહેમતુલા ઇસ્માઇલ ઝાંઝેરીવાળા.

રહેમત-અલા" પત્રના અધિપતિ જોગ,

મુંબઈ.

લી૦ મુંબઈનાં ખમીસા મામદના યા અલી મદદ વાંચજો મારાપર વરસેલ દુખના વરસાદની વિગત પ્રગટ કરીને મારાપર ઉપકાર કરવા હું વિનવું છું.

હું મારા ધંધા માટે આફ્રિકા ગયો હતો અને ત્યાંથી મુંબઈ પાછો આવ્યો ત્યારે મુંબઇ ઇમામી ઈસ્માઇલી કૌંસિલે મારી પાસે ઇસ્માઇલીનો પાસ માગ્યો. પણ હું ઇસ્માઈલીનો પાસ લાવ્યો ન હતો તેથી મારા ઉપર દસ મહિના લગી પાસ માટે કેસ ચાલ્યો અને મુંબઈ ઈમામી ઈસ્માઈલી કૌંસિલે મને કહ્યું કે તું ઇસ્માઈલીનો પાસ લાવ્યો નથી માટે રૂ. ૨૫૦) રોકડા આપ અને એક લાયક માણસને જામિન આપ અને તે માટે લેખ કરી આપ.

કંઈ રસ્તો ન હોવાથી ૧૯૧૪ ફેબ્રુઆરી ૧૦ મી એ મેં રૂ. ૨૫૦) રોકડા આપ્યા અને મારા ભાઇ કેશવજીને જામિન આપ્યો અને લેખપર સહી કરી આપી ત્યારે હું ઇસ્માઇલી પાસના કેસમાંથી છુટો થયો મારૂં નામ મહેરબાની કરીને ગુપ્ત રાખજો અને તે જાહેર પ્રગટ ન કરતા.

લી૦ ( સહી ) ખમિસા મામદ,

( આગળ જુબાની ચાલુ )

## મી. પેન તરફથી ઉલટ તપાસ.

જ્યારે હું માડાગાસ્કરમાં હતો ત્યારે હું ઈશ્નાસરીયો હતો અને ઇસ્માઈલી ન હતો તે સત્ય નથી. આ મને બતાવાય છે તે ઝાંઝિબાર કૌંસિલ તરફનો મુંબઈ કૌંસિલને લખાયલો કાગળ છે, તે ૨૨ મી ઑક્ટોબર ૧૯૧૩ નો છે. નિશાની કે—

હું માડાગાસ્કરમાં ૭ કે સાત વર્ષ રહ્યો. માડાગાસ્કરમાં હું ઇસ્માઇલી જમાતમાં હતો. હું ઇશ્નાસરીયાઓ જોડે વ્યાપારિક સંબંધ રાખતો, મુંબઇ આવતાં રસ્તે ઝાંઝિબાર ઈસ્માઇલી કૌંસિલ પાસે મેં પાસ માગ્યો. મેં માડાગાસ્કરની ઇસ્માઇલી કૌંસિલ પાસે પાસ માગ્યો ન હતો. મેં પાસ માટે લખ્યું પણ ન હતું મેં ઝાંઝિબાર ઈસ્માઇલી કૌંસિલ પાસે પાસ માગ્યો હતો. તેમણે માડાગાસ્કર કૌંસિલમાં તપાસ કીધો અને તેમને ખબર મળી કે હું ઈશ્નાસરીયો છું ઝાંઝિબાર કૌંસિલે મને રહેવા જણાવ્યું પણ મેં મુંબઈને મેલ ચુકવા ઇચ્છયું નહિ. જ્યારે હું અહિં આવ્યો ત્યારે મેં સ્વદેશ જવા માટે મુંબઈ કૌંસિલ પાસે પાસ માગ્યો. તેમણે કહ્યું કે અમારે ઝાંઝિબાર કૌંસિલને પુછવું પડશે. કૌંસિલે મને જણાવ્યું કે મારે ઈશ્નાસરીયાઓ જોડે સંબંધ હતો તેથી તે બાબત રૂ. ૨૫૦) ડીપોઝીટ મુકવાનું મને કહેવામાં આવ્યું જો હું માડાગાસ્કર પાછો જાઉં તો મારે ઇશ્નાસરીયાઓ જોડે કાંઇ સંબંધ રાખવો નહિ અને જો હું રાખું તો મારૂં ડીપોઝીટ ગેરવલ્લે જાય. સાંજે ૩-૩૦. તા. ૧-૮-૧૯૧૭.

(સહી) ઍફ. એ.

## ખમિસા મામદની વધુ જુબાનીઃ

રૂ. ૨૫૦) ડીપૉઝીટ ઝાંઝિબાર કૌંસિલે માગ્યું હતું. આ પ્રમાણે મને મુંબઈ કૌંસિલે કહ્યું હતું મને ખબર છે કે આ પૈસા મુંબઇ કૌંસિલે ઝાંઝિબાર કૌંસિલને મોકલ્યા

હતા અને જો હું નિમકહલાલ ઈસ્માઈલી તરિકે રહુ તો ત્રણ કે પાંચ વર્ષ પછી પૈસા મેળવી શકવા માટે સેક્રેટરીએ મને પોસ્ટની રસીદ આપી. હું ઈશ્નાસરીયો હતો એવી કાંઈ સાબિતિ સિવાય મારી પાસેથી ડીપોઝીટના પૈસા કઢાવ્યા તે મુંબઈ કૌંસિલનું દબાણભર્યું કાર્ય છે એમ હું કહું છું. ઝાંઝિબાર કૌંસિલને કરેલ અરજીમાં મેં કબુલ કર્યું હતું કે હું ઈશ્નાસરીયો છું. તે અરજમાં મેં કબુલ કીધું હતું કે જો તમો મને ઈસ્માઈલી માનશો તો હું વિશ્વાસુ ઇસ્માઇલી રહીશ. ઝાંઝિબાર કે માડાગાસ્કર પત્રોમાં "હું ઇશ્નાસરીયામાંથી ઇસ્માઈલી થયો છું" એવી જાહેરાતના રૂ. ૪) મેં આપ્યા હતા તે વાત ખરી છે. હું મુંબઈમાં ઇસ્માઈલી ગણાવા આતુર હતો. કાઠિયાવાડ જવા માટે મારે પાસ જોઈતો હતો. મુંબઈ કૌંસિલે કહ્યું કે અમે તને પાસ નહિ આપી શકીએ ત્યારે ઝાંઝિબાર કૌંસિલ પાસેથી પાસ મંગાવી આપવાનું મેં કહ્યું. તેમણે મને સહાય કરી અને પાસ માટે લખ્યું. આ બાબતે મને કોઇએ વાંધો કર્યો નહિ અને મારી પ્રત્યે કોઈ પણ જંગલી થયું નહતું. તે વખતે રજબઅલી લગદીર એક સેક્રેટરી હતો અને મેં તેમને પૈસા આપ્યા હતા.

## ફરી તપાસ:

દસ મહિના થયાં મારે સ્વદેશ જવું હતું અને મુંબઈ કૌંસિલે મને પાસ આપવાની ના કહી તેથી હું નિરાધાર થયો અને હું ઇશ્નાસરીયો છું એમ મારે કબુલ કરવું પડ્યું.

છેવટ લગી હું ઈસ્માઈલી હતો પણ તેજ કારણથી મારે ઝાંઝિબાર કૌંસિલને લખવું પડયું હતું કે જો તમે મને દાખલ કરશો તો હું વિશ્વાસુ ઈસ્માઈલી રહીશ. મારે કાંઇ ઉપાય રહ્યો ન હતો તેથી મેં જાહેર ખબરના પૈસા આપ્યા હતા.

તા. ૧-૮-૧૯૧૭.

( સહી ) એફ. એ.

## દામજી રતનસીની જુબાની:

હું જુના ફરનીચરનો વેપારી છું અને ડુંગરીમાં રહું છું મારી દુકાન ગ્રાંટરોડપર છે ૧૯૫૩ કે ૧૯૫૪ (૧૮૯૭ કે ૧૮૯૮ ) માં મારી સગાઇ એક માંઘીબાઈ સાથે થઈ હતી" આ વખતે હું મારા દેશમાં રજુલા ગામમાં હતો અમારા રિવાજ પ્રમાણે માંઘીબાઈ સાથેની મારી સાદી રજુલા જમાતને દફતરે રજીસ્ટર્ડ થઈ હતી. સાદી થયા પછી હું મુંબઇ આવ્યો. માંઘીબાઇ અને તેનું કુટુંબ પણ મુંબઈમાં આવ્યું અમારૂં લગન થઇ જાય એવી મારી ઇચ્છા માંઘીબાઈના માબાપને મેં જણાવી. આ સાદી પછી આઠ કે નવ વર્ષ થયું. સાદી સંબંધા બધીજ માહીતિ માંઘીબાઇનાં માબાપે ના કબુલ કરી. તે કુટુંબની મુલાકાત હું લેતો. ના પાડી તેથી હું આ વાત મુંબઈ કૌંસિલની ધ્યાનપર લાવ્યો. તેમણે તે બાબત રજુલા જમાતને લખ્યું. રજુલા જમાતે મુંબઈ કૌંસિલને કાગળીયાં મોકલ્યાં. તેમાં તેમણે સાદીની આ વાત સ્વીકારી હતી. આ ઉપરથી મુંબઇની કૌંસિલે મને વખતો વખત ટીચાવ્યો. પરિણામે ૮ મી સપ્ટેમ્બર

૧૯૦૮ ના દિવસે મેં મારા વકીલ મારફતે મુંબઇ કૌંસિલના મેનેજરને એક નોટિસ મોકલાવી. તે પછી માંધીબાઈ પરણી પણ કોની સાથે તે મને ખબર નથી. ૧૯૧૫ માં મેં એક રજીસ્ટર્ડ કાગળ મોકલ્યો પણ શુદ્ધ સરનામા માટે તે પાછો મને મળયો. પછી મેં જાતે કૌંસિલને અરજી આપી. આ મને બતાવાય છે તે એજ અરજી છે. તે તા. ૨૦ મી સપ્ટેમ્બર ૧૯૧૫ની છે. નં૦ ૫૧/—

( આગળ જુબાની ચાલુ )

મને ફરીથી ટીચાવવામાં આવ્યો. પછી હું માંદો પડયો. મેં પછી મેશર્સ એદજલો, ગુલાબચંદ, વાડિઆ એન્ડ કું ને સૂચવ્યું કે તમારે કૌંસિલને લખવું. તે કાગળ નં. ૩૦/—તેનો કાંઇ જવાબ મોકલાયો નહતો. નં. ૩૦/—માં માગેલ કાગળો કે નકલો મને મળી નહિ.

૯ મી ડીસેમ્બર ૧૯૧૬ને દીને કૌંસિલના સેક્રેટરીને મેં બીજો કાગળ મોકલ્યો હતો. આ મને બતાવાય છે તે એજ છે. નં. ૫૨/—

( આગળ જુબાની ચાલુ )

૧૨ મી જાન્યુઆરી ૧૯૧૭ને દિવસે કૌંસિલનો એક કાગળ મને મળ્યો જેમાં તેમની સભામાં હાજર થવા મને જણાવ્યું હતું. તે કાગળની આ પ્રેસમાં લીધેલ નકલ છે. તા કહેવાથી નં. ૫૩/—

નં. ૫૩/—નો ઉતારો:

જાવક નં. ૯૭ મુંબઈ તા. ૧૨મી જાનેવારી ૧૯૧૭

ભાઇ દામજી રતનસીને શાહપીર સુખી રાખો.

શ્રી મુંબઇ.

જત લખવાનું કે તમોએ કરેલી અરજીની બાબતમાં જાતે હાજર થવા તમોને વારંવાર ચેતાવ્યા છતાં તમો જાતે હાજર થતા નથી અને તેથી તમારી અરજીની બાબતમાં તા. ૩૧-૧૨-૧૬ ના ઠરાવ મુજબ તા. ૧૪-૧-૧૭ ઉપર મુલતવી રાખેલ છે તો સદરહુ તારીખે સવારના સ.ટા. સાડાદસ વાગે કોંસિલપાસે તમોએ કરેલી અરજી બાબતનો અરજ હેવાલ કરવા જાતે હાજર થજો ને તમો જાતે હાજર થઇને જ્યાં સુધી તમારી અરજીની બાબતમાં તમારા અગાઉ થયેલાં સગપણનો સંબંધ કોંસિલ હસ્તક તુટયો છે તે કન્યાનું બીજે કયે ઠેકાણે સગપણ થયું છે તે બાબતનો પુરેપુરો ખુલાસો આપશો નહિ ત્યાં સુધી તમો મજકુર મુદતે લેખીત કાગળ મોકલાવશો તોપણ તેના ઉપર કોંસિલ ધ્યાન આપશે નહિ અને જો ઉપલી મુદતે જાતે હાજર નહીં રહેશો તો કોંસિલ તમારી અરજી કાઢી નાખશે તે જાણજો હાલ એજ.

લી. (સહી) હાજીમુખી લાડકના યાઅલીમદદ વાંચશોજી.

( આગળ જુબાની ચાલુ )

તા. ૧૫મી જાન્યુઆરી ૧૯૧૭ ને રોજે મેં કોંસિલને લખ્યું હતું. મને આ બતાવાય છે તે એજ છે નં. ૫૪/— મારે જોઈતી નકલો મને મળી નહિ.

નં. ૫૪/—નો ઉતારો.

મુંબઈ તા. ૧૫મી જાન્યુઆરી ૧૯૧૭

રા. હાજીભાઈ મુંખી લાડક,

ખોજા શિયા ઈમામી ઈસ્માઇલી કૌંસિલના ઑ. સેક્રેટરી,

ઠે. ખોજા જમાતખાના, ખડક, મુ. મુંબઇ.

**વહાલા સાહેબ,**

આપનો બારમી તારીખનો કાગળ મને મળ્યો છે અને મને ખબર મળી છે કે મારી અરજીના સંબંધમાં કૌંસિલ આગળ મારે ૧૪મી તારીખે સવારે સાડાદસ વાગે હાજર થવાની જરૂર હતી; આપ વધારામાં કહોછો કે જેના સાથે મારો વિવાહ થયો હતો અને જે વિવાહ કૌંસિલે તોડાવ્યો છે તે છોકરી ( માંઘી ) બીજે કયાં પરણી છે તેનો સંપૂર્ણ ખુલાસો હું આપું નહિ ત્યાં લગી મારી લેખી અરજીપર કંઇજ ધ્યાન અપાશે નહિ.

મને શોક થાય છે કે ગઇ ચોથી સપ્ટેમ્બરના મારા સોલીસીટરના પત્રમાં કરેલ વિનંતી પ્રમાણે તમારા ઠરાવ સહિત મારા કામની પુરી ખરી નકલો જયાં સુધી તમે મોકલશો નહિ ત્યાં સુધી હું કૌંસિલ સમક્ષ જાતે હાજર થઇ શકીશ નહિ.

મારા સોલિસિટરના અને તે પછીના મારા પત્રોનો જવાબ તમે નથી આપતા તેમાં કંઇક મહત્વ છે મારા પત્રોમાં

મેં મારા કેસની બાબત ઘણા મહત્વનાં પ્રમાણ બતાવ્યાં છે. માંઘીબાઇ સાથના મારા વિવાહની બીના મેં તમને સ્વપ્નની હદમાં પણ ન આવે તેમ સાબિત કરી બતાવી છે. આમ છતાં એ માંઘીને બીજા કોઈ જોડે પરણવાની અને તેનું લગન થવાની રજા કૌંસિલે આપી છે કે જે ઈમામી ઈસ્માઇલી ખોજા કોમના ઇતિહાસમાં કદી સંભળાયું નથી. હવે તમે મને કૌંસિલ સમક્ષ હાજર થવા તદ્દન વિચિત્ર રીતે જણાવ્યું છે અને વળી માંઘી કોને પરણી છે તેનો ખુલાસો તમે મારી પાસે માગ્યો છે અને ખરૂં જોતાં તો કૌંસિલને દફ્તરે માંઘીના લગ્ન અને વિવાહ સંબંધી વિગત છે કારણ કે તે માટે કૌંસિલમાં કર ભરાયો છે અને જ્યાં લગી તે કર અપાતો નથી ત્યાં લગી વિવાહ કે લગ્ન માટે કૌંસિલ રજા આપતી નથી. આ ઠેકાણે ઉપરના લખાણ સંબંધી તમારી ચુપકી ઉપર હું ટીકા કરવા માગતો નથી. હાલમાં તો હું એટલુંજ કહીશ કે ન્યાયને બાજુ મુકીને આગળ કહ્યા પ્રમાણે મારા કામની પુરી નકલો મને મળે નહિ ત્યાં સુધી કૌંસિલ સમક્ષ રજુ થવું તે હું સહિસલામત અને ડહાપણ ભર્યું માનતો નથી.

હું કૌંસિલની ન્યાય અને માનની દૃષ્ટિને અપીલ કરૂં છું અને પુછું છું કે શું આ બાબતમાં કૌંસિલ ન્યાયથી વર્તે છે? એક તરફથી મારા કેસની નકલો અટકાવીને મારી વિગત બરાબર રજુ કરવાનો મારો હકક કૌંસિલ ખુચી લે છે અને બીજી તરફથી મને ખુલાસા માટે હાજર થવા વિનવે છે, અને જો હું હાજર ન થાઉં તો મારી

અરજી નીકળી જશે એવી ધમકી આપે છે. સાહેબ ! હું જે માગું છું તે માત્ર ન્યાય છે. મહેરબાની કરીને મારા બધા કાગળોનો જવાબ મોકલો અને તે પછી જરૂર જણાવો તો હું કૌંસિલ સમક્ષ ખુશીથી જાતે હાજર થઈશ કારણ કે તે વખતે કૌંસિલને દફતરે મારો કેસ કેવી રીતે છે તે હું બરાબર જાણતો હોઈશ. મને વિશ્વાસ છે કે મારી અપીલ નિષ્ફળ જશે નહિ.

આપનો સાચો,

( સહી ) દામજી રતનસી.

( આગળ જુબાની ચાલુ )

## મી. પેન તરફથી ફેરતપાસ.

રજુલા કૌંસિલનો કાગળ ૨૮મી ઑગસ્ટ ૧૯૦૭નો હતો. કૌંસિલે ઠરાવ કર્યો અને મને તેની ખબર નથી. મને રૂ. ૧૦૦ અપાવવાનો ઠરાવ કર્યો તેની મને ખબર નથી. મને જમાતખાનામાંથી કાઢી મુકયો હતો. નં૦ ૫૧/-કે જે મારી અરજી છે તેમાં મને રૂ. ૧૦૦) મળ્યા હતા તે સંબંધે મેં લખ્યું છે. ૨૨મી ઑકટોબર ૧૯૧૫ના રોજે મેં બીજી અરજી મોકલી હતી જેમાં રૂ. ૧૦૦) મને અપાવવાના ઠરાવની વાત મેં લખી હતી નિશાની એલ/—

મને રૂ. ૧૦૦) અપાવવાનો ઠરાવ કૌંસિલમાં ૨૭મી ઑકટોબર ૧૯૧૭નાં રોજ પાસ થયો એવા સોગંદ લેવા હું તૈયાર નથી. રજુલાથી કાગળ લખ્યા પછી બે કે ત્રણ માસમાં ઠરાવ પાસ થયો હશે તે તારિખથી ૨૦મી સપ્ટેમ્બર

૧૯૧૫ (નં૦ ૫૧) સુધીમાં. મેં કૌંસિલને કાંઈ લખ્યું નથી. નં૦ ૫૧/-(તા. ૨૦મી સપ્ટેમ્બર ૧૯૧૫)ના જવાબમાં કૌંસિલે મારી અરજી ૧૭મી ઑક્ટોબર ૧૯૧૫ના રોજ સાંભળવાનું નક્કી કર્યું હું હાજર થયો નહતો. મારી અરજી નીકળી ગઇ: ૨૨મી ઑકટોબર ૧૯૧૫ના રોજ મેં એલ/-અરજી મોકલી. હાજર ન રહ્યા બદલ મારીનો આ કાગળ હતો પછી કૌંસિલે મારો કેસ ૨૧મી નવેમ્બરે ઠરાવ્યો. હું હૅાસ્પીટલમાં ગયો હતો તેથી કેસ ૨૨મી ડીસેમ્બર ઉપર મુલતવી રહ્યો મારી ગેરહાજરીને લીધે તે ફરીથી મુલતવી રહ્યો હોય તો તેની મને ખબર નથી. ફરીથી તે ૩૧મી ડીસેમ્બર ઉપર મુલતવી રહ્યો હોય તો તેની મને ખબર નથી હું હૅાસ્પીટલમાં માંદો હતો તેથી હાજર થયો નહિ. મેં જે બીજું કામ કર્યું તે એ કે મારા સોલીસીટરનો કાગળ નં૦ ૩૦/-(૪થી સપટેમ્બર ૧૯૧૬) મોકલ્યો.

જ્યારે તેના સોલિસીટરનો લખેલો કાગળ તેને મળ્યો ત્યારે મેં તહોમતદારના ભાઇ મામુદને પુછ્યું હતું અને તેણે મને મેશર્સ એદલજી, ગુલાબચંદ, વાડિઆ એન્ડ કં/-નું સરનામું આપ્યું. મારે તહોમતદાર સાથે તે વિષે કંઈ વાત થઈ નહતી. જાફરભાઇ પ્રધાન, ડૅા૦ રજબઅલી. જુમા શેરીફ અને કૌંસિલના બીજા મેમ્બરોએ પણ મને માંઘીબાઇ જોડે પરણવા ઇચ્છા નથી એમ લખવા કહ્યું હતું. ઇસ્માઈલ ઉકાને હું ઓળખતો નથી. મારા વકીલનો કાગળ નં. ૩૦/-કામડીઆ જાફર પ્રધાનને લખેલો હતો, મેં જણાવ્યું છે કે કૌંસિલે માંઘી બાઇને રિવાજ વિરૂધ્ધ પર-

સુધી, મારી સાદી સંબંધી ખબર મેં કૌંસિલને આપી હતી અને કૌંસિલે લગનની પરવાનગી ન આપી હોવી જોઇએ, તેમને ખબર ન હોય તો લગ્ન થઈ શકેજ નહિ તેથી હું કહું છું કે કૌંસિલે રજા આપીછેજ. સાંજના ૩-૪૦ તા. ૧૭-૮-૧૯૧૭

( સહી ) ઍફ. ઓ.

## મી. પેન તરફથી દામજી રતનસીની વધુ ઉલટ તપાસ

રજા સિવાય લગન થાનજ નહિ તે કારણથી હું કહું છું કે પરણવાની રજા માંઘીબાઇને કૌંસિલે આપીછેજ. લગન બદલ આપેલ ફીની નોંધ મુખી કામડીઆ પાસે તેના દફતરે છે તેથી હું તેમ કહું છું.

હું પરણેલો છું. પરણવા માટે મેં કૌંસિલની રજા લીધી નથી. રજા માટે હું મુખી કામડીઆ પાસે ગયો અને તેણે મને તે આપી.

મેં મારા સોલીસીટરની નોટિસ મોકલી પછી માંઘીબાઈ પરણી હું પરણ્યો તે પહેલાં આ થયું માંઘીબાઈનું લગન અટકાવવા માટે મેં અરજી મોકલી હતી. અરજી એટલે હું મારા વકીલની નોટિસ સમજું છું. ખોજા જમાત ખાનાના મેનેજર જાફર પ્રધાનને અરજી લખી હતી.

મારા જેવાજ બીજાનો કેસ હું જાણતો નથી. ખોજા રિવાજ પ્રમાણે નોધાયલી સાદી તોડવી તે ગેરકાયદે સર ગણાય છે. વાજબી કારણ હોયતો સાદી તુટી શકે.

મેં કૌંસિલને લખેલા મારા કાગળની નકલો અને કૌંસિલના ઠરાવો પણ માગ્યા હતા નુંકસાનીના રૂ. ૧૦૦) મને અર્પાવવાનો ઠરાવ કૌંસિલે કર્યો તેની મને ખબર હતી. **ફરી તપાસ નથી.** તા. ૨૩–૮–૧૯૧૭.

(સહી) ઍફ. એ.

## કાસમ અબુની જુબાની

હું ફેરી કરનાર અને કટલેરીનો વેપારી છું. હું ઉમરખાડીમાં રહું છું. હું ઇમામી ઈસ્માઇલી ખોજા જમાતનો છું, મારે સકીનાબાઈ નામની એક છોકરી છે સાત કે આઠ વર્ષ પર એક જુસબઅલી સાથે તેને પરણાવી હતી તે લગનથી સકીનાબાઇને બે બાળક થયાં છે. હાલ તે અને છોકરાં મારી સાથે રહે છે. સુમારે દોઢ વર્ષથી તેઓ મારી સાથે રહે છે. જુસબઅલી નિકાહથી બીજી સ્ત્રી પરણ્યો છે તે કારણથી તેઓ જુસબઅલી સાથે રહેતાં નથી સકીના અને તેનાં છોકરાંનું ખર્ચ જુસબઅલી પુરતો નથી. અમારી જમાતમાં વાજબી કારણ હોય અને પહેલી માટે ખર્ચની વ્યવસ્થા કર્યા પછીજ કોઇ માણસ બીજી બૈરી કરી શકે છે. મારી છોકરીની બાબતમાં આ નિયમ નહોતો સચવાયો. જુસબઅલીને બીજી સ્ત્રી કરવાની રજા અપાઇ તે પહેલા સકીના અને તેનાં છોકરાં માટે કંઇ ગોઠવણ થઇ નહતી. આ ઉપરથી મેં કૌસિલના સેક્રેટરીને એક અરજી કરી. તે બાબત કૌંસિલે ૧૪ મહિના તપાસ કરી. મેં ૧૯૧૫ના એપ્રીલમાં અરજી આપી હતી કૌંસિલે મારી છોકરી કે જે મુંબઇ બહાર હતી

તેને તેડાવી તે મુંબઇ આવી મારી છોકરીના 'કામમાં હું' હાજર થયો હતો. વાજબી રીતે ગુજરાન માટે દર મહિને અફીનાને રૂ. ૨૦) આપવાનો અને તે માટે જુસબવલી પા-સેથી કૌંસિલે રૂ. ૩૦૦૦) ડીપૉઝીટ લેવાનો ઠરાવ કૌંસિલે કર્યો મારી છોકરીને ખોરાકી ખર્ચ ૧૩ મહિના મળ્યું પ-છીથી તે બંધ પડ્યું તેને પરિણામે મેં અરજી મોકલી પણ કાંઇ જવાબ મળ્યો નહિ. નં૦ ૩૭/-અને નં૦ ૩૮/- આ સંબંધી અરજીઓ છે. તેનો મને કાંઈ જવાબ મળ્યો નહિ. મારા ધંધાને અંગે મારે કટલેરી બજારે જવું પડે છે. રસ્તાપર મારે તહોમતદારના ઘર પાસે થઇને જવું પડે છે. તહોમતદાર ન્યાત બહાર છે. થોડાક મહિના ઉપર તેની બારી આગળ મેં એક પાટિઉં જોયું હતું. મેં તે પાંચ કે ૭ વાર જોયું હતું હું હબિબ લધાને ઓળખું છું. તે અને હું અતવારી પંજીભાઈના વર્ગના છીએ. છેલ્લે પ્રસંગે મેં પાટિઉં જોએલું ત્યારે મેં હબિબ લધાને ત્યાં જોયો હતો. આ સવારે સ્ટેન્ડર્ડ ટાઈમ પોણાદશ કે દસ વાગે હતું. એક ખોજાની પેઢી આગળ પગ રસ્તાપર મુકેલી એક ખુરસીપર તે બેઠો હતો પેઢી તહોમતદારના ઘરને અડોઅડ છે. મેં લોકનું ટોળું જોયું. તેઓ માંહોમાંહે વાતો કરતા હતા હું બે કે ત્રણ મીનિટ માત્ર ત્યાં ઉભો રહ્યો. મેં તહોમતદારને ત્યાં દીઠો નહતો. હબિબ લધા એક ખોજા શેઠીઆથી વાતો કરતો હતો હબિબભાઇ કહેતો કે તહોમતદાર બારી બંધ કરીને અંદર બેઠેલો છે અને જો તહોમતદાર નીચે ઉતરે તો હું તેને બતાવી આપું કે લોકોને 'દાણુવો' નામ કેવી

રીતે અપાય છે પછી હું માલ ખરીદવા પાયધોનીપર મેમ-જીની દુકાને ગયો. આ પછી વધારે માલ ખરીદવા હું જુમા મસીદ જતો હતો અને મને રસ્તાપર તહોમતદારની દુકાને બોલાવવામાં આવ્યો અને મેં તેના ભાઇને કહ્યું કે તારા ઘરને આંગણે ધાંધલ મચ્યું છે.

**ઉલટ તપાસ:**

પહેલાં જેને ત્યાં તે નોકરી કરતો હતો તે નુરમહમદ જીવરાજની વિધવાને જુસબ વલી પરણ્યો. જુસબ વલી બીજી આ મુંબઇ બહાર પરણ્યો તેની મને ખબર છે. મેં ૧૦ મી એપ્રીલ ૧૯૧૫ ના રોજ ફરિઆદ કરી ત્યાં લગી આ લગનની કૌંસિલને ખબર હતી કે નહિ તે હું કહી શકતો નથી. આ મળી કે તરતજ બની શકે તો લગન અટકાવવાનું મુંબઈ કૌંસિલે કેશોદ કૌંસિલને લખ્યું તે સત્ય છે કૌંસિલને જવાબ મળ્યો તે પહેલાં તો મેં કૌંસિલને જણાવ્યું કે બીજી પરણીને જુસબ વલી મુંબઇ આવ્યો છે. આ લગન માટે મુંબઇ કૌંસિલે પાસ આપ્યો કે નહિ તે હું જાણતો નથી. બીજી વાર લગન કરવાની રજા તેને આગાખાન સાહેબે આપેલ છે એવું જુસબવલીએ કૌંસિલને જણાવ્યું હતું કે નહિ તે હું જાણતો નથી. આગાખાન સાહેબે જુસબવલીને આપેલા પરવાનાની નકલ માગ્યાનું મને સાંભરતું નથી. ૧૦ મી એપ્રીલની મારી અરજી પહેલીવાર ૧૪મી એપ્રીલે લેવાઇ જુસબવલી અને હું કૌંસિલ આગળ હાજર થયા આ વખતે સકીના મુંબઈ બહાર હતી.

૧૯મી એપ્રીલે જુસબ વલીએ કહ્યું હોય કે "(આગાં ખાનના ખાનગી સેક્રેટરી) હાજી કામડીઆની રૂબરૂ પરણ્વાની રજા તેને આગાખાન સાહેબે આપી હતી" એવું મને સાંભરતું નથી. હાજી કામડીઓ જે માંદો ગણાતો હતો તેની જુબાની લેવાને કૌંસિલે એક સબ કમિટિ નીમી જુન ૧૩મી એ કૌંસિલે ઠરાવ કીધો કે જુસબવલીએ સકીનાને તલક આપવી અને મહેર દાખલ રૂા. ૩૦૦) આપવા જો સકીના તલક નાં કબુલ કરે તો રૂા. ૩૦૦) ની રકમ જુસબ વલીને પાછી આપવી અને કામ આગળ ચલાવવું. આ મને બતાવાય છે તેમાં મારી અને જુસબવલીની સહી એ છે. આ લેખમાંની વિગત મને યાદ નથી. નિશાની એમ/-આ વખતે મેં એમ/-ની સાથે આ હવે મને બતાવાય છે તે કાગળ પણ મેં રજુ કર્યો હતો કાગળની નીશાનિ એમ/૧ પરિણામે છુટા છેડાની મસલતનો ઠરાવ પસાર થયો અને સહી માટે સકીનાબાઇને તે મોકલી આપવામાં આવ્યો પણ તેણે તેમ કરવા ના કહી

સેક્રેટરી હાજીભાઈ લાડકના કહેવાથી એમ/-લખાયું હતું, કૌંસિલે જુસબવલીના ખર્ચે મારી છોકરીને બોલાવી લાવવા મને મોકલ્યો.

એમ/-પર સહી કરી તે પહેલાં મને ભય . આપવામાં આવ્યો હતો કે જો તું સહી નહિ કરે તો તારી છોકરીને મુંબઈ લાવીશું નહિ. અને હાલ છે તેવાજ દુ:ખમાં તે રહેશે. સેક્રેટરીએ મને એવી ધમકી આપી તે બાબત મેં કૌંસિ-

લને જણાવી હતી આમ છતાંએ કૌંસિલે ઠરાવ કીધો કૌંસિલે શા કારણથી એમ કર્યું તે હું કહી શકતો નથી. તેમની સમજ પ્રમાણે તેમણે કર્યું. ઍમ/૧ સકીનાબાઇએ પાછું કાઢયું હોય તો તેની મને ખબર નથી. મને હાજર રહેવાની છુટ નહતી. ઍમ/૧ સકીનાબાઇના હાથમાં છે હું સકીનાને કયારે લાવ્યો તેના મને ખબર નથી. હું કૌંસિલના દફતર પર આધાર રાખું છું. હું સકીનાબાઈને લાવ્યો પછી થોડાજ સમયમાં કૌંસિલે તે વાત ઉપાડી લીધી અને તેમને છેવટનો ચુકાદો ૧૯મી ડીસેમ્બરે આપ્યો તે પછી ૧૩ મહિના લગી મારી છોકરીને ખર્ચ આપવામાં આવ્યું.

૧૭મી માર્ચ ૧૯૧૭ના રોજ ખર્ચ બંધ થવા સંબંધી મેં કૌંસિલને લખ્યું. તે પ્હેલાં મેં સોલીસીટરનો કાગળ મોકલ્યો હતો જુસબવલીએ લાહ લીધી છે. જુસબવલીને ન્યાત બહાર નહિ કરવા મેં કૌંસિલને વિનંતી કરી તે સત્ય નથી. જો તે કૌંસિલનો ઠરાવ ન પાળે તો હું ઈચ્છું છું કે તેને ન્યાતબહાર કરવો.

**ફરી તપાસઃ**—સપ્ટેમ્બર ૧૯૧૬માં જુસબવલીએ લાહ લીધી.

**કોરટનેં જવાબઃ**—સકીનાબાઈને છેલ્લો હપ્તો કઈ તારિખે ભરાયો તે હું જાણતો નથી. તહોમતદાર તરફથી મી. કાનુગા બચાવ બંધ કરે છે. સાંજના ૩-૩૦ તા.

૨૩-૮-૧૯૧૭. (સહી) ઍફ. ઓ.

## ચુકાદો.

સેકન્ડ પ્રેસીડન્સી મેજીસ્ટ્રેટની કોર્ટમાં, મજગાવ, મુંબઇ.

કેસ નં. ૫૭૭/એસ........૧૯૧૭.

ખાન બહાદુર મહમદ હુસેન તકી

મુંબઇ સી. આઈ. ડી. ના ઈન્સ્પેકટર:.....ફરિઆદી

વિરૂદ્ધ

રહેમતુલા ઇસ્માઇલ ત્રીજોરીવાળા...........તહોમતદાર

ક્રીમીનલ પ્રોસીજર કોડ સેકશન ૧૦૭ પ્રમાણે કામ

ક્રીમીનલ પ્રોસીજર કોડ સેકશન ૧૦૭ને આધારે આ કામ પોલિસ કમિશ્નરના હુકમથી સી. આઈ. ડી. ઇન્સ્પેકટર ખાનબહાદુર મહમદ હુસેન તકી તરફથી તહોમતદાર ઉપર ચલાવવામાં આવ્યું છે. પુરાવા ઉપરથી એમ જણાય છે કે તહોમતદાર ખોજા શિયા ઈમામી ઈસ્માઈલી કોમનો છે. આગાખાન સાહેબ તરફના ધર્મને લીધે અને તેની રીતભાત અને 'રહેમતઅલા' નામના પત્રમાં તેના લખાણને લીધે તેણે કોમના માણસોને દુભવ્યા છે અને ઘણીવાર હવેથી તેવું ન કરવા લખી આપવાને વિનવ્યા છતાંએ તેણે તેમ કર્યું નથી તેથી કોંસિલે તેને ૧૯૧૩ના એપ્રીલમાં ન્યાત બહાર કર્યો છે. આ કોંસિલમાં આગાખાન સાહેબેજ નીમેલા આશરે ૨૦ માણસો છે કે જેમને મુંબઇ અને આસપાસના કેટલાક શહેર અને ગામડાંને લગતા કામપર

દેખરેખ રાખવાની સતા તેમણે આપી છે. કૌંસિલના મેમ્બરો અમલદાર કહેવાય છે અને તેમાંના ચાર કે પાંચ તો અધિકારી પણ છે જેવા કે મુખી (કીલ્લેદાર) અને કામડીઓ (હિસાબ રાખનાર) કૌંસિલને કાયદા કાનુનો (નં૰ ૧/–) ઠરાવી આપેલ છે જેને તેમણે વળગી રહેવાનું હોય છે અને વળી જો કોઇ કોમનો માણસ રિતી રિવાજ ભંગનો ગુન્હો કરે અથવા કૌંસિલ સમક્ષ હાજર થવાના સમન્સનો અનાદર કરે અથવા કૌંસિલના ઠરાવોનો ભંગ કરે તો તેને સજા કરવાની સત્તા પણ તેમને હોય છે કૌંસિલના કરેલા હુકમો ઉપર અપીલ આગાખાન સાહેબને થાય છે, કે જેમનો ઠરાવ અંતિમ છે. એમ જણાય છે કે કૌંસિલે કરેલા ન્યાતબહારના ઠરાવ ઉંપર તહોમતદારે આગાખાન સાહેબને અરજી કરી હતી કે જેમણે કૌંસિલના ઠરાવની વચ્ચે આવવા ના કહી. તહોમતદારને વાજબી રીતે ન્યાતબહાર કર્યો હતો કે ગેરવાજબી રીતે તેનો નિવેડો મારે આ કેસમાં લાવવો જરૂરનો નથી અને ઘણું ખરૂં કોઈ પણ ધર્મ, જાત કે ન્યાતની તકરારોમાં કોરટો વચ્ચે પડવા નારાજ હોય છે છતાં પણ એ તો સ્પષ્ટ છે કે પોતે ન્યાતબહાર મુકાયો હતો તેથી કૌંસિલના મેમ્બરો તરફ તેને દ્વેષભાવ હતો અને તેમને હંફાવવા માટે તેને 'રહેમત–અલ્લા'માં અને કૌંસિલના મેમ્બરોને કાગળો તથા પોષ્ટકાર્ડ લખીને લડત શરૂ કરી. વર્ષ દહાડે પોતાના ઘર આગળ બૅન્ડ વગડાવીને તેના ન્યાતબહારની વાર્ષિક ખુશાલી જાહેર કરીને તેણે તેમના સત્તા તોડવાનો યત્ન કર્યો. આ પ્રમાણે તહોમતદારે ૧૯૧૪, ૧૯૧૫, અને ૧૯૧૬માં કર્યું હતું. ગઇ સાલે પોલિસ કમિશ્નરના હુક-

મથી 'રહેમત-અલ્લા' પ્રગટ થતું બંધ થયું હતું, આ વર્ષે ચોથા વાર્ષિક દિવસની ખુશાલી પ્રસંગે ૯મી એપ્રીલે પોતાની બારી આગળ નિશાનપાડા રોડપર તહોમતદારે નિશાની બી/૧ પાટિઉં મુક્યું હતું. નાતજાતના ભેદ સિવાય દરેક આવનાર જનાર જોઇ શકે તેવી રીતે મુકાયલું હતું. પાટિઆમાંના લખાણુથી ખોજા કોમના કેટલાક માણુસોને દુઃખ લાગ્યું હતું. અને તેને પરિણામે તહોમતદારની વર્તણુક સંબંધે દસમી એપ્રીલે ૧૦૧ માણુસની સહીવાળી એક (જી/–) અરજી પોલિસકમિશ્નર સાહેબને મળી. તે બાબતમાં ઇન્સ્પેક્ટર ખાનબહાદુર મહમદ હુશેન તકીને તપાસ કરવા હુકમ થયો અને તેણે ખોજાઓમાં પાટિઆથી શી અસર થતી તે જોવા હેડ કોન્સ્ટેબલ ૧૨૬૬/–સી. આઇ. ડી. ને નીમ્યો. આ કેસમાંના પુરાવા ઉપરથી એટલું તો એકદમ સ્પષ્ટ છે કે તહોમતદારના ઘરને આંગણે દિવસને દરેક કલાકે લોકોનાં નાનાં ટોળાં એકઠાં થતાં તેઓ પાટિઉં વાંચતા, અંદર અંદર લખાણુની ટીકા કરવા અને કંઈક બડબડયા પછી ચાલ્યા જતાં આ બડબડાટનો અર્થ એ હતો કે આ પ્રમાણે પોતાની કોમના અમલદારોનું અપમાન કરે છે અને તેમની કીર્તીને ઝાંખ લગાડે છે તે પ્રમાણે તહોમતદારે ન કરવું જોઈએ અને તેની વર્તણુંક ઘણી ગેરવ્યાજબી છે અને તે માટે તેને ફટકાવવો જોઇએ, તેમ છતાં એ જ્યારે તહોમતદારના ઘર આગળ બેન્ડ વગાડવામાં આવ્યું ત્યારે એપ્રીલે ૧૫મી એ તો હદ આવી ગઈ. આથી કુદરતી રીતેજ પહેલાં કરતાં મોટાં ટોળાં એકઠાં થયાં અને લોકો વધારે ઉશ્કેરાઇ ગયા અને તહોમતદારના ઘર આગળ પથરા ફેંકાવા લાગ્યા

અને તેથીજ ખરે નંખાયેલ પથરાથી બી/૧ પાટિઉં ચીરાયું હતું. કેસમાં એમ પણ જણાવવામાં આવ્યું છે કે તહોમ-તદારના હાથમાં રાતા પ્રવાહી પદાર્થવાળું એક પવાલું હતું કે જેમાંથી તે વખતો વખત પીતો અને જે જોઈ રહ્યા હતા તેમને કહેતો કે હું અમલદારોનું લોહી પીઉ છું. તહોમતદાર તરફથી બોલાવેલા સાક્ષી આ વાત ના કબુલ કરે છે આ બાબતપરના પુરાવા ઘણા સંતોષકારક નહોવાથી શકનો લાભ હું તહોમતદારનેજ આપુ છું. છતાં એ મને એટલી તો સંપૂર્ણ ખાત્રી થઈ છે કે પાટિઆના લખાણથી અને તેને મુકવાની રીતથી અશાંતિ થઈ હતી. બચાવ તરફથી સાક્ષીઓ પોતેજ કબુલ કરે છે કે ટોળાનો મિજાજ ખરાબ હતો અને તહોમતદારના રક્ષણ માટે પોલિ-સને અપીલ કરવી પડી હતી. આ વાતની સાબિતી પોલિસ કમિશ્નરને કરેલ એ/—૧૭મી એપ્રીલના તહોમતદારની અરજીપરથી થાય છે કે જેમાં તે જણાવે છે કે હબિબ લધા તોફાન મચાવે છે અને મારા પ્રત્યે બતાવેલ તેની ધમકીથી મને પોતાને ઘણું નુકસાન થવાનો ભય રહે છે. એપ્રીલ ૧૮મીએ બી/૧ પાટિઉં અને બી/૨ કે જે તૈયાર હતું પણ મુકાયું ન હતું તે બન્ને ઈન્સ્પેકટર મહમદ હુસેન તકીએ હેડ પોલિસ ઓફીસમાં મંગાવ્યા. તહોમતદા-રની વર્તણુંક અને મજકુર પાટિઆંના લખાણને પરિણામે પોલિસને ભય થયો કે શાંતિ ભંગનો સંભવ છે અને તેથી તેણે આ કચેરીમાં તહોમતદાર ઉપર ક્રી. પ્રો. કોડ સેકશન ૧૦૭ને આધારે કામ ચલાવવા ફરિયાદ

માંડી. એક વર્ષ લગી શાંતિ સાચવવા માટે તેણે રૂ. ૨૦૦)ની બંદોગરી તેટલીજ રકમના એક જામીનથી શા માટે ન આપવી તે કારણ બતાવવા તહોમતદાર ઉપર એક સુચના કાઢવામાં આવી. તહોમતદારે કારણ બતાવવા યત્ન કર્યો છે બી/૧ અને બી/૨ પાટિઆં તેણે તૈયાર કર્યાં અથવા જણાવેલ રીતે જાહેર દેખાવમાં તેણે બી/૧ મુક્યું હતું તે માટે પોતે નાકબુલ જતો નથી. ઉલટું તહોમતદારે પોતેજ પોલિસ કમિશ્નરને કરેલી તેની અરજીમાં આ કબુલ કર્યું છે અને વળી એમ પણ કબુલ કર્યું છે કે કૌંસિલના ઘણાક મેમ્બરોને તેણે પાટિઆમાંનું લખાણ પોસ્ટકાર્ડ મારફતે પહોંચાડયું છે. તેનો બચાવ એવો છે કે તે અમલદારોનું અપમાન કરવા, તેમને ખીજવવા કે તેમની કીર્તિને ઝાંખ લગાડવા માગતો નથી અને તે માત્ર તેમને જાહેરમાં લાવવા માગે છે અને કોમની સ્થીતિ સુધારવા માટે તેમની રીતભાત અને તેમનાં કામપર ટીકા કરવા માગતો. બી/૧ અને બી/૨ માં વાપરેલ ભાષાના વાજબીપણા વિષે તેનો આધાર છે. અને તેથી આ આધાર માટે તહોમતદારને દરેક તક તથા હદ આપવામાં આવી હતી. બી/૧ પાટિઆમાં તહોમતદારે અમલદારોને નીચે પ્રમાણે શબ્દો કહ્યા છે:—

"તમે બાહોશ, હુશિઆર અને કેળવાએલા ઇસ્માઈલી અમલદારો, તમે લુંટારાઓ ધર્મને બહાને ગરિબ ખોજાઓને લુંટો છો."

"તમે હાલના હાજર ઈમામના કાયદાનો ભંગ કર્યો છે અને ગરિબોનો હકક લુટયો છે."

બી/૨ માં બીજા લખાણુ સાથે નીચેનું પણ છે:—

( ગઝલ )

"સર્વસ્વ છીનવી લીધું, તમો તો છો જુલમગારો;"
"વિખેરી ન્યાતને નાખી, ભયંકર ભક્ષકો તમે તો."
"લટકવા કોમી બન્ધુને, બન્યા છો માંચડો ફાંસી";
"તમે તો ભેદ રાખો છો, અને જે સત્ય છુંપાવોછો."
"અમારાં મુડદાં રખડાવો, (ભલા થઇ મારી આપોને);"
"પરણુમાં ને મરણુ માંગે, તમે તો આવો છો આડા."
"હવે કંઈ છેડો અમછોડો, અરે એ દોઝખી ખાડા;"
"પડ્યા છો દ્વેષ ખાડામાં, તમોને કાંઈ નથી સુદ્ધિ."
"નઠારૂં સારૂં ક્યાં સમજો, ગયા ઝુમી પક્ષને વિષે;"
"ઘટે સંધાન કરવું જ્યાં, તમો જુદાઇ નાખો ત્યાં."
"વિષયના સ્વાર્થ સાંધો છો, વિષયાનંદમાં અંધા."

આ ફકરાઓની નીચે તહોમતદારે પોતાને ઈસ્માઇલીસિંહ એવું નામ આપ્યું છે.

બી/૨ પાટિઉં મુકાયું નહતું પણ તે તૈયાર કરીને રાખેલું હતું તે તૈયાર કરવામાં કોઈપણ વખતે તેને મુકવા સિવાય તહોમતદારનો બીજો કાંઈ હેતુ હોઈ શકે નહિ. ક્રીમીનલ પ્રોસીજર કોડ સેકશન ૧૦૭નો હેતુ ચેતાવવાનો છે પણ સજા કરવાનો નથી અને તેથી આ કેસમાં તહોમતદારની વર્તણુંક તપાસની વખતે બી/૨ ઉપર પણ મારે

વિચાર કરવો જોઈએ: તેનો હેતુ ગમે તે હતો તેય તહોમતદાર કહે પણ અમલદાર માટે વાપરેલા શબ્દો પોતેજ દેખીતા અપમાન વાચક અને કીર્તીને ઝાંખ લગાડે તેવા છે. પાટિઉ બી/૧ જાહેર રસ્તાપર જે કોઈ આવે તે ખોજો હોય કે નહોય તો પણ વાંચે એવી રીતે મુકવામાં આવ્યું તેથી વાત વધારે બગડી ગઇ. અમલદાર માટે વાપરેલ શબ્દો વાજબી છે એમ સાબિત કરવાનો તહોમતદારનો પ્રયાસ ઘણે ભાગે નિષ્ફળ થયો છે વિવાદની ખાતર કદી એમપણ માનીએ કે આગાખાન સાહેબના મુલકી અમલદારો તરિકે મુખી, કામડીએ, અથવા બન્ને અને મુંબઇ બહારના કોઈ અમલદારને તે શબ્દો લાગુ પડે છે તોપણ બધા અમલદારોને લુટારા કહેવા, કે રાક્ષસો સાથે તેમની સરખામણી કરવી કે તેમને દોઝકના ખાડા કહેવા તેમાં કશું વાજબી નથી. આપખુદી ભરેલા કહેવાતા કોંસિલના છ દાખલામાંથી એકેએક પર મેં વિચાર કર્યો છે:- (૧) જાદવજી થાવર (૨) દામજી રતનસી (૩) સકીનાબાઇ અથવા જુસબવલી (૪) અલી હાજી (૫) ખમીસા મામદ (૬) અને-ટબાંબાઈ.

આ માંહેલા એકેમાં હું અમલદારની રીતમાં એવું કાંઈ જોતો નથી કે જેથી વાજબી રીતે તેમને કંઇપણ અંસે લુટારા કહી શકાય અથવાતો તેમની સરખામણી રાક્ષસો જોડે થઈ શકે. ઘણુાખરાં માનુષિક મંડળોની માફક કોંસિલમાં ખામીઓ અને અપૂર્ણતાઓ છે. તહોમતદારના કેસનો ફેંસલો કરતાં છ મહિના કરતાં

વધારે સમય લાગ્યો હતો અને બેશક. આ ૩૦મી કલમ વિરૂદ્ધ હતું એમ જોતાં તો કોંસિલના મેમ્બરો કુલ ઠપકાને પાત્ર નથી. કારણ કે, ફુલનાં કુડાંની વાત તેમણે, કામડીઆ પાસે મોકલી હતી. જુસબવલીની બાબતમાં કોંસિલે તેને એક મહિનામાં રૂ. ૩૦૦૦) અનામત મુકવા હુકમ કર્યો હતો અને કમિટીએ આ હુકમ ન બજાવ્યો તેનું પરિણામ એ આવ્યું કે જુસબવલીએ લાહ લીધી અને સકીનાબાઈનું ગુજરાન મળ્યા વિના રહ્યું. માત્ર આજ બે દાખલા એવા છે કે જેમાં કોંસિલનો કાંઇક વાંક કાઢી શકાય.

જાધવજી થાવરનો કેસ હાથપર લેવામાં કોંસિલને પ્રમાણિકપણે વિશ્વાસ હતો કે તેના પર તેમનો હક્ક ચાલતો હતો; અને મારા સમજવા પ્રમાણે આ માન્યતા વાજબી હતી. જો તે માન્યતા ભુલ ભરી હોય તો તેનો માત્ર કામ ચલાવવાનીજ ભુલ છે પણ અમલદારોની વર્તણુકમાં કંઇ અપ્રમાણિકપણું જણાતું નથી.

દામજી રતનસી કે જેનો વિવાહ રજુલામાં માંઘીબાઇ સાથે થયો હતો તે બાબત તપાસ કરતાં મને સંતોષ થાય છે કે માંઘીબાઈ તરફથી પરણવાના વચન ભંગની નુકસાની બદલ રૂ. ૧૦૦) લેવાનું તેણે કબુલ કીધું છે અને માંઘીબાઇને બીજા જોડે પરણવાની રજા કામડીઆએ આપી હતી. આ બાબતનો ખુલાસો ૧૯૦૭ ઑકટોબર ૨૭મા એ થયો હતો અને ૧૯૧૫ સપ્ટેમ્બર ૨૦મી લગી કંઇ વધુ સંભળાયું નહતું. મને એમ લાગે છે કે આ બાબતને ફરી હલાવવામાં

તહોમતદારનો હાથ છે અને દામજી રતનસી પોતેજ કબુલ કરે છે કે તહોમતદારના ભાઈની સલાહથી તે મેશર્સ એદજલો, ગુલાબચંદ ઍન્ડ વાડિઆને ત્યાં ગયો હતો અને (નં૦/૩૦—) કાગળ તેમની પાસે લખાવ્યો હતો. એક ધ્યાન ખેંચવા જેવી વાત તો એ છે કે જેમને કોંસિલ સાથે કાંઈ અણબનાવ થતો તે બધાજ લોકોને કોઈ પણ રીતે તહોમતદારના સોલિસીટરો મેશર્સ એદજલો, ગુલાબચંદ ઍન્ડ વાડિઆ તરફજ રસ્તો સુઝતો અને કોંસિલપર બધી નોટિસો તેજ પેઢીએ મોકલેલી છે.

અલી હાજી ફરિઆદ કરતો કે કૌંસિલે તેનાં ઘરેણાં અટકાવ્યાં છે અને તે પોતે પાછાં માંગતો. નિશંકપણે સાબિત થયું છે કે તેની સ્ત્રીએ કૌંસિલ પાસે અનામત તરીકે મજકુર ઘરેણાં મુકેલાં છે, અને કૌંસિલે તેની વતી અને તેની ખાસ સૂચના મુજબ તે રાખેલા છે; તેથી મજકુર ઘરેણાં કૌંસિલ અલી હાજીને પાછાં આપી શકી નથી.

ખમિસા મામદ પોતેજ કબુલ કરે છે કે કૌંસિલે તેને દરેક શકય રીતે મદદ કરેલ છે. ઝાંઝિબાર કૌંસિલના ફરમાન અનુસાર તેની પાસે રૂ. ૨૫૦) ડીપાઝીટ માગવામાં આવ્યું હતું. જ્યારે તે માડાગાસ્કરમાં હતો ત્યારે ખમિસા મામદ અશ્રામરીયો મનાતો; તેમ માનવાનું તેમને (ઝાંઝિબાર કૌંસિલને) કારણ હતું. તેણે ઈમામી ઇસ્માઈલી મનાવાની ઇચ્છા બતાવી તેથી ભવિષ્યમાં તેની સારી ચાલ

અલગતની જામિનગીરી ખાતે તેની પાસેથી ડીપોઝીટ લેવામાં આવ્યું હતું.

તહોમતદાર કૌંસિલને દુખ દેવા માગતો તેનો સ્પષ્ટ દાખલો ટબાબાઇનો છે. ખરીવાત છે કે ટબાબાઇ તહોમતદારના આશ્રય હેઠળ રહેતી હતી, પણ જાતે તો તેણે કૌંસિલને હાથે કોઇપણ રીતે દુખ વેઠયું નથી. અને જો તે વિશ્વાસુ ઈમામી ઇસ્માઈલી તરિકે જીવે અને મરે તો તેનું યોગ્ય દફન નહિ થાય એવો કંઈભય રાખવાનું તેને કાંઇજ કારણું નહતું. એક મરીયમબાઇના મડદાના ખુલાસામાં કનડગત થઈ હતી તે કારણુથી પોતાના દફન સંબંધે તેને પણ ભય લાગ્યો હતો એમ તે કહે છે. એમ જણાય છે કે મરીયમબાઇ એક જાફરને ઘેર રહેતી તેથી તેને ન્યાત બહાર મુકવામાં આવીં હતી. તેણે પાછળથી દંડ આપવા કબુલ કર્યું ત્યારે તેને ન્યાતમાં પાછી લેવામાં આવી. તેના જીવતાં દંડ ભરાયો ન હતો અને તેથીજ જાફરે દંડ ભર્યો ત્યાં લગી તેનું દફન અટકાવવામાં આવ્યું હતું. આ દાખલો સખત તો જણાશે પણ એવો કાંઇ દાખલો બેસાડવામાં આવે નહિ ત્યાં સુધી ઠરેલા દંડ લોકો ભરેજ નહિ અને કૌંસિલે કરેલા હુકમ અમલમાં લાવવાની કાંઇ રીત ન હોવાથી કૌંસિલની સતા નકામી થઇ જાય અને હાસ્યજનક થઇ પડે.

આમાંની એકે વાતમાં અમલદારોની વર્તણુંકને 'દાણુવ', 'રાક્ષસ' કે 'લુટારા' બરાબર ગણાય નહિ. બેશક તહો-

મતદાર કૌંસિલ પ્રત્યે ખાર રાખતો અને તે ખાર પોતે પોસ્ટ કાર્ડ અને કાગળો લખીને તથા અપમાન અને નિંદા યુક્ત લખાણવાળું પાટિઉં મુકીનેજ જણાવી આપતો. ભાષા તથા પાટીઉં મુકવાની રીત બન્ને ખરાબ કૃત્ય (wrongful acts) છે અને બનતી બધી રીતે શાંતિ ભંગ કરવા સંભવિત છે. તહોમતદાર ઉપરનો કેસ આઈ. એલ. આર. ૩૩ બધુ ૭૭૫ (મુલજીસિંહ સંબંધી) કરતાં ઘણોજ ખરાબ છે. તે કેસોમાં તો કૃત્ય કાયદેસર હતું. પણ માત્ર વાપરેલી રીતજ ખરાબ (wrongful) હતી. કૃત્ય ખરાબ હોય છતાંપણ તે કાયદાને વાંધો ન પણ કરે ( જુઓ ૯ સી. ડબલ્યુ એન. ૭૫૨ ) પોલિસ તપાસે જણાવ્યું છે કે ધાંધલ મચ્યું હતું અને મને જણાય છે કે ૧૫મી એપ્રીલે પથરાપણ ફેંકાયા હતા. જો સી/-૫૨ સહી કરનારાઓએ અમલદારોને વચ્ચે પડવા તથા દાદ આપવા ન કર્યું હોત તો વધારે હેરાની થાત.

તહોમતદાર પોતે અભણ માણસ છે. તેની વતી લખાણ તેનો મહેતો કે જે વાણીઓ હતો તે કરતો. લેખમાં વાપરેલા શબ્દની અસરની કિમત તહોમતદાર નમાવી શકે તે બનવા યોગ્ય છે અને તેથી બધા તપાસમાં મેં તહોમતદાર તરફ ઘણીજ રહેમ બતાવી છે અને તેનો બચાવ સાબિત કરવા તેને દરેક સગવડ આપી છે. ઘણાજ પ્રસંગે જેને કંઇ ખરાબ કૃત્ય (wrongful act) ન કરવાનું એટલે કે અપમાનકારક અને નિંદા લેખો ન લખવાનું અને ન પ્રગટ કરવાનું કહેવામાં આવ્યું છે. પણ તહોમતદારે મક્કમપણે નાજ કહી છે અને

તે પણ તેને એમ સમજાવીને કે એવા લેખથી એક શહેરી તરીકેનો તેનો કાંઈજ હક્ક બંધાઇ નથી જતો કારણ કે તેમ છતાં પણ શુદ્ધ રીતે અને કાયદેસર યોગ્ય હદમાં રહીને તેને પસંદ પડે તે કોઈપણ માણસની ટીકા કરવાને અથવાતો જેમના પ્રત્યે તેને અપૂર્વ માન છે અને જેની તરફથી તે દાદ મેળવવાની આશા રાખે છે તેની સમક્ષ જવાને અથવા દાદ મેળવવા માટે હાઇકોર્ટ કે તેની નજરમાં આવે તે બીજી કોઈ કાયદેસર સત્તા વાપરવાને તેને સંપૂર્ણ છુટ રહે છે. તહોમદાર જે કોમનો છે તે કોમનો મિજાજ ઘણો ઉગ્ર હોય છે. તેમાં એક મોટો વર્ગ છે કે જે અભણ છે અને ધર્મ-વિધર્મ બાબતે જલદી ઉશ્કેરાઈ જાય તેવો છે. આગાખાન સાહેબનું તેના અનુયાયિઓમાં મોટું માન છે. ખોજા કોમના કામની વ્યવસ્થા માટે તેમના નીમેલા કોઇના પણ અપમાનથી ઘણું ઝનુન ચડે છે. અચબો તો એ છે કે સદર પોસ્ટકાર્ડના વહેંચાણથી અને બી/૧ પાટિઉં મુકાવાથી વધારે તોફાન થયું નથી. બી/૨ ની ભાષા બી/૧ કરતાં વધારે સખ્ત છે. આ સાબિતી તરફ જોતાં અને ઈ/–તા. ૩૦મી ડીસેમ્બર ૧૯૧૫ પ્રમાણેની એકજ આપ ખુદીસત્તાથી ગરિબ ખોજાઓને દુઃખ દઇને લુટવાનો ઈસ્માઇલી અમલદારોનો છટકો અને તેને તોડી પાડવાનો "રહેમત-અલા નો ફટકો" નામની ચોપડી પ્રગટ કરવાનો તેનો હેતુ જોતાં શાંતિ અને સુવ્યવસ્થા ખાતર તહોમતદાર પોતાને ઉપમા આપે છે તેવા ઈસ્માઇલી સિંહ ને નુકશાનકારક રીતે તેની સત્તા વાપરવા નદેવી અને શાંતિ સચવવાનો લેખ કરાવી લેવો તે હું

ઘણુંજ જરૂરી સમજું છુ; તેથી ક્રીને ક્રીમીનલ પ્રોસીજર કોડ સેક્શન ૧૧૮ ને આધારે એકજ જામિનથી એક વર્ષ લગી શાંતિ સાચવવા રૂ. ૨૦૦) નો લેખ તહોમતદારે કરી આપવો એમ હુકમ કરવામાં આવે છે.

તહોમતદારનો ભાઇ મામદ ઈસ્માઇલ પોતે જામિન થવા માગે છે જે સ્વીકારાય છે. (સહી) ફ્રેન્ક ઓલીવેરા.

તા. ૧૪-૯-૧૯૧૭.

## સમાપ્ત.

---

## ઇસમાઇલી કૌન્સીલો અને મુખી કામડીઆઓને સુચના.

તમો અમલદારો આપણી કોમ પાસેથી મરણ અને લગન વખતે ત્રણ ત્રણ પ્રકારનો કર લ્યો છો.

પહેલું:—મુરશીદનો હક,

બીજું:—નાતના હીત ખાતરનો હક.

ત્રીજું:—ગરીબોના હીત ખાતર વાપરવાનો હક લ્યો છો.

મુરશીદનો હક બાદ કરતાં હીસાબ કરવા જાશું તો લાખો નહી પણ કરોડ રૂપીઆ ઉપરનો હીસાબ જાશે.

હાલમાં ભયંકર દુકાળ ચાલે છે, તેથી હદ ઉપરાંત મોંઘવારી છે. આવા વખતમાં ગરીબ ખોજાઓને સસ્તે ભાવે અનાજ અને નિરાધાર બચ્ચાંઓને પાલણપોષણ કરવાને ઉપરના પૈસા ખરચવા બહાર પડશો. આવા ભયંકર વખતમાં ઉપરના પૈસા નહીં ખરચશો તો કયારે ખરચશો? આનો ખુલ કૌન્સીલો ભરીને ગરીબ ખોજાઓને મદદ કરવા બહાર પડશો, એવી આશા છે.

# જાહેર ખબર.

—❧—

"વારસ કાસમભાઇએ કોમ માથે નાખેલા કર, અને વારસ હબીબભાઇએ કોમ માથે વરતાવેલો કેર." અને "મુંબઈની ઈસમાઈલી કોન્સીલના ઈન્સાફ કે કાવત્રાં." તે ઉપરાંત ઇસમાઈલી અમલદારોના આપ ખુદીના કામ વિશે લખેલા કાગળોની ત્રણે બુકો હાલમાં છપાય છે. અને થોડો વખત રહીને "રહેમત-અલાસીહ" નામનો પખવાડીક પત્ર બહાર પડશે. જેને મંગાવવું હોય તેણે પોતાનું નામ ગામ અને ઠેકાણું લખીને મોકલવું. લવાજમ મોકલવું નહી, પેપર બહાર પડશે, ત્યારે **વી. પી.** કરી લેશું." રહેમતુલાના કેસની બુકોના ત્રણે ભાગો તૈયાર છે. મંગાવવું હોય તો દરેક ભાગના સડા ત્રણ આનાની ટીકીટો મોકલવી અને ત્રણે ભાગ સાથે મંગાવવા હોય તો દશ આનાની ટીકીટો મોકલવી.

મલવાનું ઠેકાણું,

**રહેમતુલા ઇસમાલ ત્રીજોરીવાલા,**

૬૦ ત્રાંબા કાંટા પાયધોની—મુંબઈ.

# તાળાં, કળો ખરીદનારને યાદી.

બહારના દેખાવથી તાળું મજબુત છે એમ કોઈથી પણ કહી શકાયજ નહી. તાળાની મજબુતાઇ અંદરના મશીન કામની ઉપર છે. દાખલા તરીકે એક તાળામાં કામ ચલાઉ મશીન ચાલું કીધું હોય અને બીજા તાળામાં ચોકસ મજબુત ચાલું કીધું હોય તો કામમાં અને કીંમતમાં ત્રણ ગણો ફરક થાય છે. તાળા ખરીદનારની સામે બેઉ તાળા મુકયા હોય તો ઘરાક શું સમજી શકે કે આ તાળું મજબુત છે કે પેલું તાળું મજબુત છે, ઉપલા કારણથી બજારોમાં મજબુત તાળા કોઈ વેચી શકેજ નહી અમારી દુકાને આવશો તો તાળાનાં અંદરના મશીનના ખુલ્લેખુલ્લા કામની ઘરાકને સમજણ આપવામાં આવશે.

# ત્રીજોરીઓ ખરીદનારને સૂચના.

ત્રીજોરીઓ ખરીદવાની આગાઉ અમારી દુકાને આવશો તો ત્રીજોરીનો ડબો ખોલીને અંદર કામ કેવું હોય તો મજબુત ત્રીજોરી થાય. તેની સમજણ ત્રીજોરીના કામને લગતી ઘરાકને ખુલ્લેખુલ્લી આપવામાં આવશે. અમારી દુકાને આવ્યા પછી બહારથી ત્રીજોરીઓ ખરીદ કરશો તો ઠગાશો નહી. કારણ કે બારથી ત્રીજોરીઓ જોવામાં એકજ સરખી તેમજ વજનમાં પણ એકજ સરખી અને કામમાં અને કીંમતમાં ત્રણ ગણો ફરક રહે છે.

વધુ ખુલાસા માટે ભાવનું કેટલોગ મંગાવો.